## પુનઃ પ્રકાશન વેળાએ......

શ્રી ગિજુભાઈએ દક્ષિણામૂર્તિની ટેકરી ઉપર બાલદેવની આરાધના કરતાં-કરતાં શિક્ષણશાસ્ત્રને લગતાં ૧૫ જેટલાં પુસ્તકોનું સર્જન કરેલું. એ પુસ્તકો તેના સર્જન સમય બાદ સિત્તેર વર્ષ જેટલા સમય પછી આજે પણ એટલાં જ પ્રેરણા અને પ્રકાશ આપે છે. ગિજુભાઈની પેગંબરી વાણીના એમાં ચમકારા અનુભવાય છે.

ગિજુભાઈનાં એ પુસ્તકો આપણા બાલશિક્ષણ સાહિત્યનો અમર વારસો છે. એ વારસો સચવાય અને વહેંચાય તેવી વ્યવસ્થા બાલશિક્ષણ સાથે સંકળાયેલાં આપણે સૌએ કરવી જોઈએ.

'નૂતન બાલશિક્ષણ સંઘ ભાવનગર શાખા' ગિજુભાઈનાં અપ્રાપ્ય પુસ્તકોના પુનઃ પ્રકાશન માટે સક્રિય છે. આજ સુધીમાં તેમના નવેક પુસ્તકોનું પ્રકાશન થઈ ગયું છે. જેની યાદી આ પુસ્તકમાં આપેલ છે.

ગિજુભાઈનાં પુસ્તકો સરળતાથી અને સસ્તામાં પ્રાપ્ય બને તે માટે 'નૂતન બાલશિક્ષણ સંઘ'ની ભાવનગર શાખા પ્રયત્નશીલ છે. સુજ્ઞ દાતાઓનો સહકાર મેળવી ગિજુભાઈનાં પુસ્તકો શિક્ષકો અને વાલીઓ રાહત દરે મેળવી શકે તેવી યોજના વિચારી છે.

ગિજુભાઈના જીવનચરિત્રના આ પુસ્તકના પ્રકાશન માટે ગિજુભાઈ બધેકાના પૌત્ર રાજુભાઈ નરેન્દ્રભાઈ બધેકા તરફથી ગિજુભાઈની જન્મજયંતી પ્રસંગે આર્થિક સહાય પ્રાપ્ત થઈ હતી જેની નકલો વેચાઈ જતાં પુનઃ પ્રકાશન માટે ગિજુભાઈના સુપુત્રી શ્રી સુશીલાબહેન ચંદ્રકાન્ત ભટ્ટ તરફથી [redacted] આર્થિક સહાય પ્રાપ્ત થઈ છે. તેથી આ પુસ્તક અમે ખૂબ જ સસ્તામાં આપના સુધી પહોંચાડી શક્યા છીએ.

ગુજરાતના શિક્ષણ વિભાગે આજે ગિજુભાઈની શિક્ષણ પદ્ધતિ સ્વીકારી તેનો અમલ ગુજરાતભરમાં કર્યો છે. ત્યારે ગિજુભાઈના જીવન વિષે બધા જાણે એ જરૂરી છે.

ગુજરાતમાં આજે પુનઃ બાળ-કેળવણી અને વાલી-શિક્ષણનું વાતાવરણ જામતું જાય છે તેમાં 'નૂતન બાલશિક્ષણ સંઘ ભાવનગર'નો આ પ્રયત્ન મદદરૂપ બનશે તેવી શ્રદ્ધા છે.

તા. ૧૫-૧૧-'૦૪ — વીરેન્દ્ર ભટ્ટ (મંત્રી)

ગિજુભાઈ જન્મ જયંતી — નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખા

ગિજુભાઈનું જીવન ચરિત્ર

# મૂછાળી મા

: લેખક :

ગિરીશ મ. ભટ્ટ





નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખા

C/o. શ્રી દક્ષિણામૂર્તિ ગિજુભાઈ કુમાર મંદિર,
સત્યનારાયણ રોડ, ભાવનગર - ૩૬૪ ૦૦૧.
ફોન નં.: ૨૪૨૩૮૩૮

# મૂછાળી મા

: લેખક :

ગિરીશ મ. ભટ્ટ





: પ્રકાશક :

**નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખા વતી**

**શ્રી વીરેન્દ્ર ભટ્ટ**

C/o. શ્રી દક્ષિણામૂર્તિ ગિજુભાઈ કુમાર મંદિર,

સત્યનારાયણ રોડ, ભાવનગર - ૩૬૪ ૦૦૧.

ફોન નં.: ૨૪૨૩૮૩૮

□ પ્રથમ આવૃત્તિ : ૧૯૩૪
(શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન, ભાવનગર દ્વારા)
□ બીજી આવૃત્તિ : ૨૦૦૧
□ પુનઃ મુદ્રણ : નવેમ્બર, ૨૦૦૩
(નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખા દ્વારા)
□ પુનઃ મુદ્રણ : ઓક્ટોબર, ૨૦૦૪

□ પ્રત : ૧૦૦૦

રૂા. : ૧૦/-
(રૂપિયા : દસ)

: પ્રાપ્તિ-સ્થાન :
**નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખા**
C/o. શ્રી દક્ષિણામૂર્તિ ગિજુભાઈ કુમાર મંદિર,
સત્યનારાયણ રોડ, ભાવનગર - ૩૬૪ ૦૦૧.
ફોન નં.: ૨૪૨૩૮૩૮

: મુદ્રક :
**સુમિત પ્રિન્ટર્સ**
કાશી વિશ્વનાથ મંદિર, ડી.એસ.પી. ઑફિસની બાજુમાં,
ભાવનગર-૩૬૪ ૦૦૧. ✆ : ઓ : ૨૪૨૫૭૧૫ / ૨૪૧૧૪૦૯

## પ્રકાશકીય

ગિજુભાઈ બધેકાને કોઈ 'મૂછાળી મા' કહે છે અને કોઈ 'બાળસાહિત્યના બ્રહ્મા' કહે છે. એ બંને વિશેષણો સાચાં છે. 'ગુજરાતી ભાષામાં શિક્ષણક્રાંતિના રાહબર' પણ સાચા, કારણ કે એમની અગાઉના અને એમની પછીના બાળશિક્ષણમાં ક્રાંતિકારી ફેર છે. યુરોપ માટે માદામ મોન્ટેસોરીએ જે કામ કર્યું તે ગુજરાતિ માટે ગિજુભાઈએ કર્યું.

ગિજુભાઈ બધેકા (૧૫-૧૧-૧૮૮૫ થી ૨૩-૬-૧૯૩૯) માત્ર ૫૪ વર્ષ જીવ્યા. એમાં પણ પ્રથમ ત્રીસ વર્ષ સુધી તો બાળ -કેળવણી વિષે ખાસ કશું વિચારેલુંય નહિ. એ કામ એમણે ૧૯૧૬ થી ૧૯૩૬ સુધી કર્યું. એ વીસ જ વર્ષમાં એટલી વિચારણા કરી, એટલા પ્રયોગો કર્યા, એટલું સાહિત્ય રચ્યું અને એટલી વ્યક્તિઓને તૈયાર કરી કે એ અમર બની ગયા.

આવા ગિજુભાઈના કામને અને જીવનને દૂરથી જોઈને લખનારાઓએ ઘણું લખ્યું છે. નિકટથી જોઈને લખનારા એક હતા રામનારાયણ ના. પાઠક, જે ગિજુભાઈના વિદ્યાર્થી હતા. એમનું પુસ્તક 'બાલસાહિત્યના પ્રણેતા ગિજુભાઈ.' પરંતુ એથીય વધુ આત્મીય ચરિત્ર ગિરીશ મ. ભટ્ટનું 'મૂછાળી મા'. તેઓ વર્ષો સુધી ગિજુભાઈની સાથે જ ભાવનગરની દક્ષિણામૂર્તિમાં અધ્યાપક હતા. એમનાથી છ જ વર્ષ નાના હતા. એમણે લખેલા આ પુસ્તકમાં ગિજુભાઈનું સમગ્ર જીવન અને કાર્ય સળંગ જીવનકથાના રૂપમાં મળે છે. અવતરણો, ઝીણી વિગતો, વધુ પડતા પ્રસંગોના બોજ વગરનું આ જીવનચરિત્ર છે. જેમને ગિજુભાઈનો પરિચય મેળવવો હોય એમને માટે આ પુસ્તક પાયાની સામગ્રીરૂપ બને છે.

ગુજરાતીઓને શિશુવયથી જ સુશિક્ષિત, સંસ્કારી, સારા નાગરિક બનાવવાની તરાહ પ્રથમ વાર પ્રયોજનાર ગિજુભાઈ અને એમના સાથીઓના સાહિત્યને મહત્તમ નાગરિકો તથા શિક્ષકો સુધી પહોંચાડવા માટે નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખાએ એક વિસ્તૃત યજ્ઞકાર્ય આરંભ્યું છે. એના એક મણકા તરીકે પ્રસ્તુત છેઃ ગિરીશ મ. ભટ્ટ કૃત 'મૂછાળી મા'.

— **પ્રકાશક**

## પહેલી આવૃત્તિ વખતે

આ પુસ્તક 'મૂછાળી મા'ના લેખક સ્વ. શ્રી ગિરીશભાઈ મ. ભટ્ટ દક્ષિણામૂર્તિ સંસ્થાના આજીવન સભ્ય તથા કેટલોક સમય મેનેજિંગ ટ્રસ્ટી તથા વ્યવસ્થાપક મંડળના મંત્રી હતા. સ્વ. નાનાભાઈ ભટ્ટ તથા સ્વ. હરભાઈ ત્રિવેદી જોડે લાંબાં વર્ષો સુધી કાર્ય કરેલું. દક્ષિણામૂર્તિ વિનયમંદિરમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરેલું ને સેંકડો વિદ્યાર્થીને ગુજરાતી સાહિત્યમાં રસ લેતા કરેલા. પોતે વળાના (વલ્લભીપુર) એટલે કે સ્વ. ગિજુભાઈના ગામના જ વતની હોઈ, શરૂઆતથી જ સ્વ. ગિજુભાઈના અનેક મનોરથોના સાક્ષી અને મિત્ર રહેલા; ને એમનો ઘણો લાંબો અંતેવાસ એમણે સેવેલો. આથી એમણે દોરેલું 'મૂછાળી મા'નું ચરિત્ર ગુજરાતના સહુ બાળકોને ગમશે ને તેઓ હોંશે હોંશે વાંચશે એમાં શંકા નથી. આજે જ્યારે સ્વર્ગસ્થની જીવન શતાબ્દી ઠેર ઠેર ઊજવાઈ રહી છે ત્યારે આવું ટૂંકું ને યથાર્થ જીવનચરિત્ર ગુજરાતમાં તેમજ ગુજરાત બહાર સૌને ઉપયોગી થશે.

આ પછી ગિજુભાઈનું વિસ્તૃત જીવનચરિત્ર એમના જ ભૂતપૂર્વ વિદ્યાર્થી ને ગુજરાતના સમર્થ લેખક શ્રી રામનારાયણ ના. પાઠકે લખેલું તે 'બાલસાહિત્યપ્રણેતા ગિજુભાઈ'ના નામે પ્રગટ થયેલું. તેની આ શતાબ્દી વર્ષમાં નવી આવૃત્તિ સૌને માટે સુલભ થઈ છે. સૌ કોઈને તે મળી શકે છે.




## નૂતન બાલશિક્ષણ સંઘ ભાવનગર શાખાનાં પ્રાપ્ય પુસ્તકોની યાદી (સૂચિપત્ર)

| ક્રમ | વિષય | | કિંમત |
|---|---|---|---|
| ૧. | **દિવાસ્વપ્ન** (શિક્ષણ પ્રયોગની વાર્તા) | લે. ગિજુભાઈ | ૨૦/- |
| ૨. | **બાલ શિક્ષણ મને સમજાયું તેમ** | લે. ગિજુભાઈ | ૨૦/- |
| ૩. | **પ્રાથમિક શાળામાં ભાષા શિક્ષણ** | લે. ગિજુભાઈ | ૨૦/- |
| ૪. | **પ્રાથમિક શાળામાં શિક્ષક** | લે. ગિજુભાઈ | ૩૦/- |
| ૫. | **માબાપોને** | લે. ગિજુભાઈ | ૨૫/- |
| ૬. | **આ તે શી માથાફોડ** | લે. ગિજુભાઈ | ૨૫/- |
| ૭. | **માબાપ થવું આકરું છે** | લે. ગિજુભાઈ | ૨૫/- |
| ૮. | **બાલ-દર્શન** (બાલ ઉછેર અને કેળવણી અંગેનાં ગિજુભાઈના- | | |
| | વિચારોનું સંકલન) | સંકલનકર્તા : **પ્રવીણભાઈ શાહ** | ૧૦/- |
| ૯. | **ગિજુભાઈની શિશુકથાઓ** (ગિજુભાઈએ સંપાદીત કરેલી બાલવાર્તાઓમાંથી- | | |
| | ચૂંટેલી ૧૫ વાર્તાઓનો સંગ્રહ સંકલનકર્તા : **પ્રવીણભાઈ શાહ / ભારતલાલ પાઠક** | | ૧૦/- |
| ૧૦. | **મૂછાળી મા** (ગિજુભાઈનું જીવનચરિત્ર) | **લે. ગિરીશભાઈ ભટ્ટ** | ૧૦/- |
| ૧૧. | **દિવાસ્વપ્ન નાટ્ય રૂપાંતર** (શ્રી ગિજુભાઈ બધેકાની શૈક્ષણિક- | | |
| | વાર્તા દિવાસ્વપ્નનું નાટ્ય રૂપાંતર) | **લે. ચિતરંજન પાઠક** | ૪૦/- |
| ૧૨. | **Gijubhai's Tales for Children** | | |
| | (ગિજુભાઈની ૧૯ વાર્તાઓનો અંગ્રેજી અનુવાદ) | **લે. ચિત્તરંજન પાઠક** | ૨૦/- |
| ૧૩. | **ચિંતનિકા** (કેળવણી-મનોવિજ્ઞાન અને બાલશિક્ષણ અંગેના વિચારો) | **લે. શ્રી હરભાઈ ત્રિવેદી** | ૫/- |
| ૧૪. | **કેસેટ કિલકિલાટ ભાગ ૧-૨** | ભાગ-૧ | ૨૦/- |
| | (દક્ષિણામૂર્તિમાં ગવાતા બાલગીતોનો સંગ્રહ) | ભાગ-૨ | ૨૦/- |
| ૧૫. | **મૉન્ટીસૉરી પદ્ધતિ** | લે. ગિજુભાઈ | ૭૫/- |
| ૧૬. | **ગિજુભાઈની બાળવાર્તા** છુટક નકલના રૂા. ૨૫/- **(૧ થી ૫ ભાગ)ના** | | ...૧૦૦/- |
| ૧૭. | **ઘરમાં બાળમંદિર** | લે. મૂળશંકર મો. ભટ્ટ | ૨૦/- |
| ૧૮. | **સાધનપોથી** | લે. આનંદરાવ લિંગાયત | ૫૦/- |

સારા પુસ્તકો સસ્તા આપવા અને તેનો બહોળો પ્રચાર કરવો એ નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખાનું ધ્યેય છે. એટલે નહીં નફો નહીં નુકસાનના ધોરણે આ અને આવા બીજા પુસ્તકો પ્રજા સમક્ષ પહોંચાડી શકીએ તે માટે જરૂર છે આપના સાથ સહકારની — **વીરેન્દ્ર ભટ્ટ** (મંત્રી)

● સંપર્ક :- **નૂતન બાલશિક્ષણ સંઘ, ભાવનગર શાખા**
શ્રી દક્ષિણામૂર્તિ ગિજુભાઈ કુમાર મંદિર, સત્યનારાયણ રોડ,
ભાવનગર - ૩૬૪ ૦૦૧. ✆ : ૨૪૨૩૮૩૮

## સ્વ. ગિજુભાઈ – જીવનસમયની પગદંડી

**સને ૧૮૮૫, ૧૫ નવેમ્બર, જન્મ : ચિતળ મુકામે**

**૧૮૯૭** પ્રથમ લગ્ન સ્વ. હરિબહેન સાથે

**૧૯૦૬** દ્વિતીય લગ્ન શ્રી જડીબહેન સાથે

**૧૯૦૭** પૂર્વ આફ્રિકા પ્રયાણ

**૧૯૦૯** સ્વદેશ પાછા આવ્યા

**૧૯૧૦** મુંબઈમાં કાયદાનો અભ્યાસ

**૧૯૧૩** હાઈકોર્ટ પ્લીડર : વઢવાણ કેંપ

**૧૯૧૩** શ્રી નરેન્દ્રભાઈનો જન્મ

**૧૯૧૫** દક્ષિણામૂર્તિ ભવનના કાયદાના સલાહકાર

**૧૯૧૬** દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં જોડાયા

**૧૯૨૦** બાલમંદિરની સ્થાપના

**૧૯૨૨** ટેકરી ઉપરના બાલમંદિરનું ઉદ્‌ઘાટન
પૂ. કસ્તુરબાના શુભ હસ્તે

**૧૯૨૫** પ્રથમ મૉન્ટીસૉરી સંમેલન, ભાવનગર.

**૧૯૨૫** પ્રથમ અધ્યાપનમંદિર

**૧૯૨૮** દ્વિતીય મૉન્ટીસૉરી સંમેલન, અમદાવાદ.
પ્રમુખ શ્રી ગિજુભાઈ

**૧૯૩૦** સત્યાગ્રહ-સંગ્રામમાં, હિજરતી માંડવામાં નિવાસ :
વાનરપરિષદ, સુરત

**૧૯૩૬** દક્ષિણામૂર્તિ ભવનમાંથી મુક્ત થયા

**૧૯૩૬** કરાંચી બાળમેળાના પ્રમુખ : કચ્છનો પ્રવાસ

**૧૯૩૭** સન્માનથેલી અર્પણ

**૧૯૩૮** રાજકોટ છેલ્લું અધ્યાપનમંદિર

**૧૯૩૯** અવસાન : મુંબઈ : તા.૨૩મી જૂન

# મૂછાળી મા

ગિરીશ મ. ભટ્ટ



**ગુજરાતી બાળકોના પ્રથમ હિતચિંતક ગિજુભાઈ**

ગિજુભાઈ બધેકા (૧૫-૧૧-૧૮૮૫ : ૨૩-૬-૧૯૩૯) શિક્ષણ- સાહિત્યના ક્રાંતિકાર હતા. રાજકીય અને આર્થિક ક્રાંતિઓ અલ્પજીવી હોય છે. ગિજુભાઈએ શિક્ષણમાં અને સાહિત્યમાં પ્રેરેલી ક્રાંતિ સતત વિકસતી અને વિસ્તરતી રહી છે.

ભાવનગર જિલ્લાના વલભીપુર(વળા)ના વતની ગિજુભાઈ વ્યવસાય અર્થે આફ્રિકા ગયા, પાછા આવી કાયદો ભણી વકીલ બન્યા. વઢવાણમાં વકીલાત કરતા હતા એ દરમિયાન દીકરો જન્મ્યો (૧૯૧૩). એ દીકરાના યોગ્ય ઉછેર, શિક્ષણ અને સંસ્કાર માટેની ચિંતાઓ કરતાં કરતાં માદામ મોન્ટેસોરીનું, બાળ-કેળવણીનો નવો માનવીય અભિગમ ધરાવતું, પુસ્તક હાથમાં આવ્યું. ૧૯૧૫ સુધીમાં તો વકીલાત છોડીને ભાવનગરની દક્ષિણામૂર્તિ શિક્ષણસંસ્થામાં જોડાયા. બસ, ત્યારથી માર- ભાર વિનાના ભણતરના આગ્રહી ગિજુભાઈ બાળશિક્ષણ અને બાળ સાહિત્યના બ્રહ્મા બન્યા. 'દિવ્યાસ્વપ્ન' જેવાં શિક્ષણશાસ્ત્રનાં અનેક પુસ્તકો ઉપરાંત વિપુલ બાળસાહિત્ય લખ્યું અને લખાવ્યું, જેમાં સમાવિષ્ટ છે બાળસાહિત્યમાળા (૮૦ પુસ્તિકા), બાળસાહિત્ય ગુચ્છ (૨૫ પુસ્તિકા), બાળસાહિત્ય વાટિકા (૩૨ પુસ્તિકા). પછીથી સમગ્ર ગુજરાતી બાળસાહિત્ય એમણે કંડારેલી કેડી પર ચાલ્યું. એમણે સ્થાપેલા શિક્ષણસિદ્ધાંતો આજે સર્વસ્વીકાર્ય બન્યા છે.

# મૂછાળી મા

### ગુજરાતનાં બાળકોની મૂછાળી મા સમા ગિજુભાઈનો જીવનપરિચય

વળા બ્રાહ્મણોનું ગામ કહેવાય છે. સિદ્ધપુર અને શિહોરમાં જેમ બ્રાહ્મણોની વસ્તી વધારે પ્રમાણમાં છે તેમ વળામાં પણ બ્રાહ્મણો ખૂબ વસે છે. અને તે યે બધા ગરાસદાર બ્રાહ્મણો. ભલે ને ભૂખડીબારસ જેવો લાગતો હોય, ભલે ને 'દયા પ્રભુની' કહી લોટ માગતો હોય, પણ એવા ગરીબડા દેખાતા બ્રાહ્મણને યે ખેતરની એકાદ કટકી ગરાસ તરીકે હોય જ હોય.

વલભિપુરના ટીંબા પર વસેલા આ ગામમાં મોટે ભાગે બ્રાહ્મણો અને કણબીઓ જ વસે છે. બ્રાહ્મણ કોમમાં ત્રવાડીબધેકાનાં કુટુંબો બહુ લોંઠકાં અને બળૂકાં ગણાય છે. અંદર અંદર એકબીજાના ગરાસ સારુ એ લોકો લડેલા છે. ખૂનો થયાં હશે, મારામારી થઈ હશે, અને ત્રવાડીબધેકાઓએ તો વળાના રાજા જેવા રાજાને પણ સુખે સૂવા દીધા નથી. એવાં તેમના પરાક્રમો છે.

એ બધેકાઓમાં એક મોનજી બધેકા થઈ ગયા;

એના દીકરા દેવાકર (દિવાકર)ના પૌત્ર ભગવાનજીને ત્યાં લગભગ સત્તાવન વર્ષ પહેલાં એકદીકરો અવતર્યો* તે આ ગિજુભાઈ.

ગિજુભાઈની બાનું નામ કાશીબાઈ. એ બાઈ બહુ સરલ, ઓછાબોલાં અને ધાર્મિક હતાં. રીતસર નિશાળે જઈ કાંઈ ભણેલાંશીખેલાં નહિ; પણ પાછળથી અક્ષરઉકેલ શીખી ધાર્મિક પુસ્તકોના પાઠ કરતાં કે ફુરસદની વેળા ધીમે ધીમે વાંચતાં તેમને આવડેલું. એવી ધાર્મિક માના ખોળામાં આળોટતાં આળોટતાં ગિજુભાઈ મોટા થવા લાગ્યા.

એમના બાપાનું નામ ભગવાનજી શંકર વકીલ. એ વકીલ થયા તે પહેલાં મહેતાજી હતા અને ખંભાતમાં કોઈ કંટ્રાકટર સાથે કામ કરતા. એ કાને બહેરા હતા. એમનો સ્વભાવ ઘણો મીઠો હતો. મોટે ભાગે બધાને બહુવચનથી સંબોધવાની એમને ટેવ હતી, અને વાણીમાં હળવી મજાક ભરેલી હતી. છેક ઘરડા થઈને ગયા ત્યાં સુધી તેમણે કદી કસાણું મોઢું કર્યું હોય તેવું કોઈએ જોયું નથી.

માબાપનો આવો વારસો પામેલા ગિજભાઈ હળવે હળવે ઘરમાંથી શેરીમાં ડગલાં મૂકવા માંડયા.

ભાવનગરથી વઢવાણ જતી રેલગાડીના ધોળા જંકશન સ્ટેશનેથી ઇશાન ખૂણે પાંચ ગાઉ છેટે વળા આવેલું છે. વનસ્પતિવિહોણો એ પ્રદેશ ભાલનું નાકું છે. પાણી

* જન્મતારીખ, ૧૫ નવેંબર ૧૮૮૫



ખારાં. વનસ્પતિમાં લીમડા અને પીલુડીઓ પુષ્કળ. ઉતાવળી નામે નદી ગામને પાદરથી જ વહે છે. બીજી બાજુ ઘેલો નદી અને ત્રીજી બાજુ ફલકુનો વોકળો પણ છે. ઉતાવળી સિવાય બીજી એકે નદીમાં પાણી રહેતું નથી. ઉતાવળી પણ દિવાળી પછી સુકાવા માંડે છે. ખંભાતના અખાતને છેક ઉત્તર છેવાડે આવેલું ઘેલડી બંદર વળાથી ચાર ગાઉ છેટું છે. કાઠિયાવાડ એજન્સીનો ત્રીજા વર્ગનો એ તાલુકો હતો. રજપૂત વંશની ગોહિલ શાખાના રાજા ત્યાં રાજ્ય કરતા હતા. મુખ્ય પેદાશ ઘઉંની છે; રૂ તથા જુવાર થાય ખરાં.

આ ગામના ભટોપા (ભટ્ટશેરી)માં છેક છેવાડે ભગવાનજી બધેકાનું ઘર છે. એ ઘરની પછવાડે મુસલમાન લોકોની એક મસીદ આવેલી છે, અને તેની ઉપર ફરફરતી ધોળી ધજા ઉપરથી ગિજુભાઈના કુટુંબને લોકો ધોળી ધજાવાળા પણ કહેતા. ગિજુભાઈનાં નાનપણનાં વર્ષોમાં એ ભટોપામાં ઘણું માણસ હતું. ઘરડેરાઓ હતા, જુવાનો હતા, વહુઓ અને દીકરીઓ હતી, છોકરાંઓ અને ટાબરિયાં પણ હતાં. છેક વહેલે ભળકડેથી તે મધરાત સુધી શેરી ગાજી ઊઠતી. ગાયો, ભેંશો અને બળદિયાઓનાં જૂથ આવતાં જતાં હોય. કો'ક ખેડુ બ્રાહ્મણ હળિયું કે ગાડું જોડીને ખેતરે જતો હોય કે આવતો હોય. કો'ક લોટમગુ બ્રાહ્મણ હાથમાં તાંબડી ફેરવતો આવતો જતો હોય. ઘંટીના ઘોર અને વલોણાના શોર સંભળાતા હોય. નવરાત્રિમાં

ગરબી તો ભટોપાની જ. શહેરનાં મન લલચાવે તેવાં સાધનો હજુ વળામાં પહોંચ્યા નહોતાં. લોકો સાદા, ઓછી જરૂરિઆતવાળા, અને મોટે ભાગે ખેડ કે ભિક્ષુકવૃત્તિ ઉપર નભનારા હતા.

એ બધાની વચ્ચે ભગવાનજી વકીલના ઘરનું સ્થાન ઊંચું ગણાતું, કારણ કે એ ખેડ કરતા ન હતા તેમ જ લોટ માગવા પણ જતા ન હતા; માત્ર લેખણના લસરકાથી એ પૈસા પેદા કરતા. અને તેથી શેરીના છોકરાઓ વચ્ચે ભગવાનજી વકીલના નાનકાનું (એ વખતે ગિજુભાઈ ગિજુભાઈ થયા ન હતા કે ન હતા ગિરિજાશંકર. બહુ બહુ તો કોઈ એને ભગવાનજી વકીલનો ગિરજો કહેતું. હજુ પણ ગામડામાં આવાં તોછડાં નામથી જ વ્યવહાર ચાલુ છે.) સ્થાન પણ ઊંચું હતું. શેરીના છોકરાઓ સાથે તે રમતા, ફરતા, તોફાન કરતા, ભણતા; પણ એ બધા વચ્ચે કાંઈક અંતર રહેતું.

ગિજુભાઈ નાનપણથી જ વિદ્યાવ્યાસંગી અને પુસ્તકપ્રિય હતા. તોપણ શેરીના બીજા ગોઠિયાઓની સાથે રહીને તોફાનો કરવામાં, ઉતાવળી નદીએ નહાવા જવામાં, ગામ બહાર આડફેટ ઊગેલી પીલીડીઓમાં આથડવા જવામાં કે એવાં બીજાં નાનાંમોટાં સાહસો ખેડવામાં એ સૌની સાથે જ રહેતા. હંમેશા એની બુદ્ધિ વપરાતી, બળ બીજા વાપરતા.

એમના ભાઈબંધોની મંડળી ભારે પાણીદાર હતી; કાચાપોચાનું એમાં કામ નહિ. હરિયો (એચ. સી. ત્રિવેદી) નાનપણથી જ સાહસશોખીન અને ફરેલ માથાનો હતો. એના બાપ પાસે એ મુંબઈ જતો અને વળા પાછો આવતો ત્યારે ભટોપામાં નવો પ્રાણ આવતો. બીજી શેરીઓની હરીફ ટોળીઓ પણ આ 'લટપટ' આવ્યો જાણી ઘડીકમાં થંભી જતી. ઝાઝી કેળવણી પામ્યા વિના માત્ર આપબળથી જ એ આફ્રિકા, જાપાન અને અમેરિકા સુધી પહોંચેલો, પાંચ પૈસા કમાયેલો અને કુટુંબ માંડી રહેલો. ગિજુભાઈ મોટી ઉંમરે પણ આ એચ.સી.ને સંભારતા. બીજો એક બી.ટી.* એ શરીરે સાવ દુર્બળ છતાં વિદ્યામાં બહુ હોશિયાર. એના અક્ષર તો જાણે મોતીના દાણા. ગામડામાં રહેતા આ બ્રાહ્મણ છોકરાને અંગ્રેજી ભાષા પર ભારે પ્રેમ હતો અને તેથી કાબૂ પણ હતો. તે દિવસોમાં ઈંગ્લાંડના કોઈ જાણીતા પ્રકાશક સાથે સીધો પત્રવ્યવહાર પણ ચલાવેલો અને તેણે એક અંગ્રેજી નવલકથા પણ લખેલી. એક ભાઈ ગિરધર. એ વળાનો હતો પણ બહારગામ રહેતો ને અવારનવાર વળા આવતો. ગિજુભાઈને એની સાથે દોસ્તી થયેલી. મુંબઈ ગયા પછી તેણે ગિજુભાઈને ટિળક મહારાજની દેશપ્રીતિના રંગે રંગેલા, અને એ રીતે ગિજુભાઈની દેશપ્રીતિના અંકુર ફુટેલા. જટો, લખુ, મગનો, કુરણો, વિશ્વો અને કુંવરો તથા બીજા અનેક એમની સાથે.

* શ્રી ભાઈશંકર ત્રિભુવન ભટ્ટ; આજે ભાવનગર રેલવેના ટ્રાફિક સુપ્રિન્ટેન્ડન્ટની ઓફિસના હેડકલાર્કને દરજ્જે છે.

ગિજુભાઈની કાયા એકવડી હતી. ન ઊંચા ગણાય ન નીચા. તેમના બાપાનું શરીર ઊંચું હતું. મધ્યમસરના કદમાં ગિજુભાઈ માતાને અનુસર્યા હતા. એમની આંખો બદામી રંગની અને ખૂબ પાણીદાર હતી. એ પાણીદાર આંખો વડે એ બીજાને બરાબર માપી લેતા - પામી જતા હતા.

વળાની નિશાળ ભારે ભાગ્યશાળી ગણાય. મોટી ઉંમરે જે માણસે, બાળકો અને નિશાળિયાઓ વિષે આકરી વાતો કહી અને ધરમૂળના ફેરફારો બતાવ્યા, તથા જે એક નવીન કેળવણીશાસ્ત્રી ગણાયો, તે નાનો છોકરો હતો ત્યારે મારી દીવાલો વચ્ચેથી પ્રેરણા પામેલો એમ એ નિશાળ અભિમાન લઈ શકે.

વળા કુગ્રામ કહેવાય છે. એને લોકો ગોઝારો ટીંબો પણ કહે છે. પણ આવા કહેવાતા વળા વિષે ગિજુભાઈના મનમાં કદી યે કડવાશ આવી દીઠી નથી. ઊલટું વળાનું નાનેથી માંડીને મોટું માણસ, ઝાડ, જગ્યા, સીમ, ફૂલવાડી કે નદી, સૌને ગિજુભાઈએ એક યા બીજી રીતે પોતાનાં લખાણોમાં મીઠાશથી સંભાર્યાં છે. વળાના યુવરાજશ્રી (હવે ઠાકોર શ્રી) ગંભીરસિંહજીભાઈ સાથે તેમને નાતો હતો. વળાની વિશિષ્ટ વિભૂતિઓનો એક સર્વ સંગ્રહગ્રંથ કરવાનું એમના મનમાં જ રહી ગયું.

ગિજુભાઈના મોસાળની થોડીક વાત પણ જરૂરી છે. એમનું મોસાળ ભાવનગરમાં. એમની બાના બાપા તો



ગામડામાં રહેતા અને બાળકોને નાનાં મૂકી ગુજરી ગયેલા, એટલે વિધવા નાની (બાની બા) પોતાના ભાઈની ઓથે ભાવનગર આવી રહેલાં. સ્થિતિ ઘણી ગરીબ. ગિજુભાઈને બે મામા; મોટા હરગોવિંદદાસ અજરામર પંડયા અને નાના પ્રભાશંકર અજરામર પંડયા.

આ બન્ને ભાઈઓ ત્રણચાર અંગ્રેજી ચોપડીઓ ભણી રેલ્વેની નોકરીમાં રહી ગયેલા. નાના મામા તો રતલામ ને ગોધરા બાજુ હતા, એટલે નાના ગિજુભાઈ ત્યાં તો ક્યાંથી પહોંચી શકે ? પણ મોટા મામા હરગોવિંદભાઈ કાઠિયાવાડ રેલ્વેનાં સ્ટેશનોમાં હતા એટલે રજાઓ હોય કે તહેવારો આવે ત્યારે ભાઈ ત્યાં ઊપડે. મોટા મામાને ગિજુભાઈની જ ઉંમરના એક દીકરા પોપટભાઈ (હવે શ્રી હીરાલાલ હ. પંડયા, M Sc.) હતા. એ પોપટભાઈ એના જિગરજાન દોસ્ત, એટલે તો એ દોસ્તો ગુજરાતી સાતમી ચોપડીમાં આવ્યા ત્યારે પોપટભાઈ વળામાં ગિજુભાઈ સાથે જ ભણવા આવ્યા અને રહ્યા.

ભણતર મુખ્ય સ્થાને, બીજી પ્રવૃત્તિઓ વખત મળે તો જ કરવી, એવો આ મિત્રજોડલીનો શિરસ્તો હતો.

અંગ્રેજી પહેલી, બીજી અને ત્રીજી ચોપડીઓ વળામાં અને નાના મામા સાથે રહી અમદાવાદમાં પૂરી કરી ગિજુભાઈ ભાવનગરમાં મોટા મામાને ઘેર ભણવા આવ્યા.

ભાવનગર શહેરના મધ્ય ભાગમાં એક ગીચ લત્તામાં એમના મામાનું ઘર હતું. ત્યાં મામાના દીકરા પોપટભાઈ

સાથે ગિજુભાઈ રહેવા લાગ્યા. હળવે હળવે ભાઈબંધોની ટોળી વધી અને પાડોશમાં જ ચુનીભાઈના ઘરની મેડી ઉપર એ બધાયે સુવા વાંચવાનું રાખ્યું. બધા જ અવલ નંબરના વિદ્યાર્થીઓ હતા અને નિશાળમાં ભણતરની બાબતમાં તેમનો ડંકો વાગતો. શિવસુખરામ, મહાસુખરામ અને બળવંતરાય-આ શિક્ષકો તેમના પર ખૂબ પ્રસન્ન રહેતા. પોતાના કૃપાપાત્ર વિદ્યાર્થીઓની નામના જોવા તેઓ જીવતા રહ્યા હોત તો ! આ મિત્રોએ મંડળીઓ સ્થાપી ભાષણો કરેલાં, લખાણો લખેલાં અને સારાં સારાં પુસ્તકોમાંથી વાચન પણ કરેલું. પણ આ બધું છૂપુંછૂપું. કોઈ જાણતું ન હતું કે નિશાળિયા ગિજુભાઈમાં બાળકોનો વકીલ તૈયાર થઈ રહ્યો છે.

બેન્જામિન ફ્રાંકલિન, ઈટાલીનો વીર ગેરીબાલ્ડી, પ્રખ્યાત નવલકથા લેખિકા મેરી કોરેલી, સાહસિક લખાણોનાં જે જે પુસ્તકો મેળવી શકાય તે, તેમ જ મણિલાલ નભુભાઈ, ગોવર્ધનરામ અને કલાપી તથા બીજા કેટલાય લેખકોને એમણે વાંચી મારેલા.

આ ત્રણચાર વર્ષો દરમિયાન જ ગિજુભાઈના મોટા મામા ધોળા જંકશન અને પછી ભાવનગર ટરમિનસના સ્ટેશન માસ્તર નિમાયા. સ્ટેશન માસ્તર તરીકે તેમને સ્ટેશનના આંગણામાં જ રહેવા બંગલો મળેલો. આ 'સ્ટેશન બંગલો' ગિજુભાઈ મંડળીનું નિવાસસ્થાન.

એમના આ મામા પોતાની પ્રામાણિકતા,



પરોપકારવૃત્તિ, સહૃદયતા અને સરળતાથી લોકોમાં ખૂબ પ્રિય થઈ પડેલા. અને એમની આ સુવાસ અને ધાર્મિકતાથી લોકો એમને 'મહાત્મા' ના નામથી સંબોધતા.

એ મામાના ઘરમાં એમની સીધી નજર તળે રહેવાનું ગિજુભાઈને સાંપડયું અને એમના વિકસતા જીવનમાં વિશેષતાઓ ઉમેરાવા લાગી. મોટા મામાને ઘરમાં બધાં 'મોટાભાઈ' કહેતાં. આ મોટાભાઈ કાંઈ બહુ ભણેલાગણેલા કે વિદ્વાન ન હતા; પણ એમને જીવવાની કળા લાધી હતી. એ જે કરતા તે સ્વસ્થતાથી ને નીડરતાથી કરતા. એમના જીવનમાં ક્યાંયે આળસ નહિ. અનિયમમિતતા નહિ કે નહિ અંગત સ્વાર્થની ગંદકી. ખુલ્લેખુલ્લું જીવન.

આવા માણસની સમીપ ગિજુભાઈને રહેવાનું મળ્યું અને એના ઘડાતા જીવનને ઘાટ મળવા લાગ્યો. નહોતા જાણતા મામા કે હું ભાણેજને ઘડું છું, કે નહોતો જાણતો ભાણેજ કે મારું ઘડતર થઈ રહ્યું છે.

અભ્યાસ, મિત્રોનો સહવાસ, જીવનચરિત્રોનું વાચન અને મામાના જીવનમાંથી મળતી પ્રેરણા : આ બધાંએ 'ગિજુ' ને ખૂબ આગળ ને આગળ લીધો.

અત્યારે ગુજરાતમાં પીઢ અને વિચારી સાક્ષર તરીકે પંકાયેલા રામનારાયણ પાઠક (દ્વિરેફ) ગિજુભાઈના તે કાળના સહપાઠી તથા સહવાસી. બીજા એક લાભભાઈ પ્ર. ભટ્ટ એ પણ આ વિદ્યાપ્રેમી વિદ્યાર્થી ટોળીમાંના એક. કવિતાના ભારે રસિયા. સ્વર્ગસ્થ કાન્તના નિકટના સંસર્ગમાં

એટલે એમની એ દિવસોની જીવનમાંથી નીતરેલી કવિતાઓ લખાય કે તરત જ પોતાની મિત્રમંડળીમાં કવિના હસ્તાક્ષરોવાળી જ પ્રત લાવે અને બધા ગોઠિયાઓ : બટુકભાઈ, (રામનારાયણ પાઠક) ગિજુભાઈ, લાભભાઈ, પોપટભાઈ અને લખુભાઈ ભેગા મળી આરડે-ગાય.

આમ ભણતા ભણતા ગિજુભાઈ મેટ્રિકયુલેશનની પરીક્ષામાં પાસ થયા અને કોલેજમાં આવ્યા.

ગિજુભાઈનાં બા ગુજરી ગયાં હતાં. પોતાથી નાના ત્રણ ભાઈઓ, વિધુર બાપા અને ઘરની ચિંતા ગિજુભાઈને માથે હતી એટલે રજાઓ પડે કે તરત જ ગિજુભાઈ વળા દોડી આવતા. ગિજુભાઈનું પહેલું લગ્ન એ બારતેર વર્ષના હતા ત્યારે હરિબહેન સાથે થયેલું. એ હરિબહેન પણ હવે મોટાં થયાં હતા અને વળામાં સાસરવાસમાં રહેતાં તથા સાસરાને અને દિયરોને સંભાળતાં. ગિજુભાઈનો અને તેમનાં આ પહેલાં પત્નીનો બહુ સુમેળ હતો. હરિબહેનમાં સાલસપણાનો જે ગુણ હતો તેથી તેણે ગિજુભાઈને મુગ્ધ કરેલ અને બેએક વર્ષના સહજીવન પછી એ મરણ પામ્યાં તે બાદ ઘણાં વર્ષો લગી એ 'હરિ'ની પ્રેમલ સ્મૃતિને ગિજુભાઈએ હૈયાની ડાબલીમાં હેતથી સાચવી રાખેલી. એ પત્નીના અવસાન પછી પણ ગિજુભાઈએ પોતાનાં સાસુ જમનામાસી અને સાળીઓ સાથે બહુ હેતભર્યો નાતો વર્ષો સુધી સાચવેલો.

ગિજુભાઈ વિધુર થયા હતા. કોલેજમાં જતા હતા



પણ કોલેજનું ખર્ચાળ જીવન જીવવા જેવી એમના ઘરની સ્થિતિ ન હતી. એ દિવસો પણ જુદી જાતના હતા. સ્વજનોથી છૂટા પડી ઈચ્છા પ્રમાણે યુવાન વિહરી શકતો નહિ. એનું ઘડતર જ એ દિવસોના વાતાવરણમાં એવું થતું. માબાપ, ભાઈભાંડું, ઘર, સ્વજનો, એ બધાંને કેમ વિસારી દેવાય ? એમને કેમ ઉવેખી શકાય.

પત્નીના મૃત્યુનું દુઃખ હતું. અભ્યાસ કેમ કરી આગળ વધારવો તેની ચિંતા હતી. યુવાસુલભ મહત્ત્વાકાંક્ષાઓ હતી. શું કરવું ? ગિજુભાઈ મનમાં ને મનમાં મૂંઝાતા હતા. એમના જીવનમાં મૂંઝવણના જે બેચાર તબક્કાઓ આવ્યા છે તેમાંનો આ એક હતો. પહેલો હતો.

મોટાભાઈના એક મિત્ર ભાઈશંકર ધનજી દવે. અવારનવાર એ લોકો બીલખામાં શ્રીમાન નથુરામ શર્માના આશ્રમમાં મળે. જ્ઞાતિભાઈઓ ઉપરાંત ગુરુભાઈઓ પણ ખરા. એટલે સ્નેહસંબંધ બહુ સારો. આ દિવસોમાં એક વાર મોટાભાઈ સાથે ગિજુભાઈ બીલખે ગયેલા. ભાઈશંકરભાઈને જડીબહેન નામે એક પુત્રી. ગિજુભાઈ વિધુર હતાં; જોતાંવેંત જ ભાઈશંકરભાઈનું મન એના પર ચોંટ્યું અને પરિણામે ગિજુભાઈ અને જડીબહેન પતિ-પત્નિ બન્યાં.

જડીબહેનના બાપા ભાઈશંકરભાઈ જામનગર સંસ્થાનમાં મહેતાજી હતા એટલે જડીબહેન ભણેલાં હતાં. એમનું શરીર નાજુક, એમની સ્વચ્છતાપ્રીતિ, ઠાવકાઈ અને

માયાળુ સ્વભાવે બધાનાં મન એકદમ હરી લીધાં. અને એમનાં લગ્ન પછી બહુ થોડે વખતે જ ગિજુભાઈ આફ્રિકા ઊપડી ગયા હતા (સને ૧૯૦૭) છતાં સાસરે રહી એમણે બાપા, વિનુભાઈ, દામુભાઈ, વગેરેની જાળવણી કરી.

ગિજુભાઈ અને એના દોસ્ત પેલા લાભશંકર પ્રભુરામ ભટ્ટ બંનેએ સાથે પોરબંદરથી આફ્રિકા જવાની આગબોટ પકડી. રસ્તામાં લાલભાઈને દરિયો સદ્યો નહિ એટલે મોમ્બાસા પહોંચી તુરત જ એ ભાઈ તો પાછા આવ્યા.

ગિજુભાઈનું શરીર સુકલકડી હતું પણ મન ખૂબ મજબૂત હતું. એક તો પરદેશ અને કોઈ સ્વજન મળે નહિ, એટલે મુશ્કેલીઓ તો ખૂબ આવતી; પણ થોડા જ વખતમાં એમણે પારકાંને પોતાનાં કર્યાં. અને જેટલો વખત આફ્રિકામાં રહ્યા તેટલો બધો ય વખતે એ બધા મિત્રોએ એમની ઉપર ખૂબ મમતા રાખેલી અને એમની ખૂબ જાળવણી પણ કરેલી.

આફ્રિકા જેવો વિશાળ અને ફળદ્રુપ દેશ. તે દિવસોમાં લોકોનો નવોનવો વસવાટ થયેલો; અને જે જતા તે પણ મોટે ભાગે છડાછડા જ જાય, ઘરબારને વિસારે મૂકીને જાય, અને માથું હાથમાં લઈને જ જાય. નોકરી કે વેપારધંધા પછી ઘણો વખત ફાજલ પડે; ઘરછોકરાંની પળોજણ નહિ એટલે નાનીમોટી સફરો કરવા ઊપડે, સાહસો ખેડે ને આનંદ ઉડાવે. ગિજુભાઈ સ્વભાવે ગુલાબી હતા અને મિત્રોની મંડળી જમાવેલી, એટલે આફ્રિકાની



વનશોભા જોવા અને મોજ લૂંટવા તે મંડળી અવારનવાર જતી. આફ્રિકાનો વસવાટ સવાબે-અઢી વર્ષ ચાલ્યો તે દરમિયાન એમની સાહિત્ય પ્રવૃત્તિ ઠીકઠીક ખીલી. 'વિનાયક'ના ઉપનામે એમણે પ્રકૃતિમાતાનાં ગીતો ગાતી કેટલીક સુંદર કવિતાઓ લખેલી, સ્વજનોને મનોહર વર્ણનોવાળા પત્રો લખેલા, અને એકલા પડી પડી ખૂબ ચિંતન પણ કરેલું, જેનો થોકબંધ ફાલ પાછલાં વર્ષોમાં પુસ્તકો રૂપે ગુજરાતનાં બાળકોને સાંપડયો. આફ્રિકામાં નાઈરોબી ગામે એક ગોરા સોલિસિટરની પેઢીમાં મોટે ભાગે તેમણે નોકરી કરી અને પોતાના ઉપરી સ્ટીવન્સનને ખુશ કરી દીધો. ત્યાં મેળવેલું કાયદાજ્ઞાન વકીલાતના ધંધામાં કામ આવ્યું.

આફ્રિકામાં એમણે અને એમના મિત્રોએ એક સાહિત્યમંડળ કાઢેલું. તેમાં ભાષણો થતાં અને નિબંધો પણ લખાતા. પણ એ બધું અંગ્રેજીમાં. અંગ્રેજીનો ઉદ્ધાર કરી નાખવો હશે ! ગિજુભાઈ પોતે જે વિભાગમાં રહેતા તેની આસપાસના મુલકની દેશભાષા સ્વાહિલી તેમને ઠીકઠીક આવડી ગયેલી.

દેશમાં ઘરડા બાપા, નાના ભાઈઓ અને યુવાન પત્ની હતાં એટલે આફ્રિકામાં જામતી જતી સ્થિરતાં છોડી ગિજુભાઈ ઘરભણી પાછા વળ્યા.

ઘેર આવ્યા પણ કમાણીનો પ્રશ્ન તો સામે ઊભો જ હતો. બેસી કેમ રહેવાય ? કાંઈક કરવું જ જોઈએ. કુટુંબની

જવાબદારી મોટા ભાઈ તરીકે એમના ઉપર જ હતી; અને એમણે નોકરીની શોધ ચલાવી. આ વેળા એમની ઉંમર ત્રેવીશ-ચોવીશ વર્ષની હશે.

એમના મામા મોટાભાઈની ઓળખાણો ખૂબ બહોળી હતી. ભાણેજને માટે એમણે મુંબઈના એક વેપારી શેઠ ગોરધનદાસ ભીમજી (વડગાદી, માંડવી)ને શોધી કાઢ્યા અને ભાણેજને મુંબઈ મોકલ્યો. એ વેપારીનો વેપાર મોટો તેમ જ દેશદેશાવર સાથે હતો; તારથી જ વેપારના સોદા થતા અને હજારો રૂપિયાની ઊથલપાથલ થતી. ગિજુભાઈ એમને ત્યાં જ રહેતા અને કામકાજ જોતા. એ રીતસરના નોકર થયા ન હતા. માસ બેમાસમાં તો વેપારની આ ધાંધલિયર જિંદગી પર એમને ચીતરી ચડી અને પોતે આવી કોઈ લાઈનનો જીવ નથી એમ લાગ્યું એટલે મુંબઈને રામરામ કરી ગિજુભાઈ ૧૯૦૯ની આખરમાં ઘેર પધાર્યા. હીરાભાઈ ઘોઘે જઈ આવ્યા !

છેવટે વકીલાતના ધંધા પર એમની પસંદગી ઊતરી. ભાવનગરમાં ભણતા ત્યારે એક મસ્તિષ્કરેખાશાસ્ત્રી (ઘણું કરીને મિનાપ્પા વ્યંકટાપ્પા) ભાવનગરમાં આવેલા. સફાચટ મૂંડો કરાવી ગિજુભાઈએ તેમની પાસે પોતાના માથાની રેખાઓ જોવરાવેલી-ઉકેલાવેલી. મસ્તિષ્કરેખાશાસ્ત્રીએ આ માણસ એક મોટા વકીલ થશે એવું કંઈક કહેલું, એ વાતે પણ આ ધંધાની પસંદગીમાં ઠીકઠીક બળ આપેલું. ઉપરાંત એમના બાપા વકીલ (ભલે નાના ગામના અને માત્ર દેશી



સનદી વકીલ) હતા એટલે પણ એ વિચાર દૃઢ થયો હશે. આફ્રિકામાં સોલિસિટરના મહેતાનું કામ કરેલું તે પણ આ ધંધો પસંદ કરવાનું કારણ હોય. એક સંભવિત કારણ બીજું પણ છે. દેશસેવા વકીલી દ્વારા વ્યવસ્થિત રીતે થઈ શકે; પ્રજાના જ રહી ઉપરીસત્તાઓ સાથે વાજબી હક્કો માટે લડત કરી શકાય, અને કમાણી તો થાય જ.

એક વાર એક વિચાર નક્કી થયો એટલે એ તરત જ કાર્યમાં મુકવો જ જોઈએ એવી ગિજુભાઈના સ્વભાવની ટેવ હતી. આ ટેવે એમના જીવનના ઈતિહાસમાં બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે. તત્કાલ નિર્ણય કરવો અને તેને અમલી રૂપ આપવું એ હૃદયબળવાળાં માણસો જ કરી શકે.

વકીલ થવાનું નક્કી થયું પણ કેવા વકીલ થવું ? ગિજુભાઈ કોલેજના પહેલા વર્ષ (પ્રિવિયસ) સુધી ભણેલા એટલે જો એલ.એલ.બી. વકીલ થવું હોય તો બી.એ. થવું જ જોઈએ; પછી જ એ અભ્યાસમાં પડાય. એમાં એટલો બધો વખત ગાળવો પોસાય તેમ ન હતું. એટલે છેવટે ડિસ્ટ્રિક્ટ પ્લીડર થવાનું નક્કી કર્યું. એ પદ તો પ્રાપ્ત કર્યું જ પણ પછીનું હાઈકોર્ટ પ્લીડરનું અઘરું પદ પણ ઊંચે નંબરે પાસ થઈ પ્રાપ્ત કર્યું. એ પદ એલ.એલ.બી. વકીલ જેટલું જ ગૌરવવાળું.

ચોપડીઓનાં થોથાં મેળવ્યાં અને માંડ્યું કાયદાનું વાંચવા-પહેલાં વળામાં અને પછી મુંબઈમાં પરેલ વિભાગના

પેલા પ્રખ્યાત મગનબાગમાં (૧૯૧૦). આખો દહાડો વાંચવાંચ; રાત્રે યે મોડે સુધી વાંચે. વચમાં વચમાં થાકમાંથી આરામ મેળવવા થોડી સાહિત્યલેખનની પ્રવૃત્તિઓ પણ કરે.

મુંબઈમાં વાંચવા માટે રહેલા ત્યારે સાથોસાથ ઘર નિભાવ માટે પાર્ટટાઈમ કામ કરવાનું રાખેલું. એ કામ કોઈ એક નિશાળનાં શિક્ષક તરીકેનું હતું. મુંબઈના એ વસવાટ દરમિયાન મહાદેવ દેસાઈ અને રામનારાયણ પાઠક (દ્વિરેફ) એમના પાડોશીઓ. એ બંને ભાઈઓ પણ એલ.એલ.બી. માટે કાયદાઓનું વાંચવા અને કાયદા કોલેજનાં સત્રો ભરવા મુંબઈમાં રહેલા. 'કુમાર'કાર રવિશંકર રાવળ પણ તે દિવસોમાં જ મુંબઈ પહોંચેલા. એટલે ગિજુભાઈની મગનબાગની ઓરડી નંબર ૬૩ આવા કેટલાયે ખાખીઓનો અખાડો બનતી.

વાંચ્યું અને વકીલ બન્યા. પણ તેથી કાંઈ ફદિયું થોડુંક જ ઘરમાં આવે ? એક ચિંતા ગઈ તો બીજી આવીને ઊભી જ રહી, હવે ઝટપટ કમાવું જ જોઈએ !

વળા આવ્યા અને વકીલાતની સનદ લીધી. પણ વળા જેવા નાના ગામમાં શું પેદા થાય ? એ તો કાંઈ ન કરવા કરતાં કંઈક કરવું એટલા માટે શરૂ કરેલું અને વકીલાતનું જ્ઞાન તો વહેતા પાણી જેવું રહ્યું. ઝોળો ખાઈ જાય તો પછી....

ભાવનગર મોટું શહેર; ત્યાં ધંધો સારો ચાલે.



પણ કોણ જાણે કેમ ગિજુભાઈએ ભાવનગરને પડતું મૂકી વઢવાણ કાંપમાં વકીલાતનું પાટિયું માર્યું (સને ૧૯૧૩). કોણ જાણે એમાં કોઈ ઈશ્વરી સંકેત હશે ? ભાવનગરને ભાગ્યે ગિજુભાઈની બીજી ઊંચી જાતની સેવાઓ લખાયેલી હશે.

વઢવાણમાં વકીલાત જામતી જતી હતી. બહુ ટૂંકા વખતમાં આ યુવાન વકીલે સારી નામના અને પ્રતિષ્ઠા મેળવ્યા. શ્રી પોપટલાલ ચૂડગર, શ્રી અમૃતલાલ દલપતભાઈ શેઠ, શ્રી તલકશીભાઈ અને સ્વર્ગસ્થ દેશભિક્ષુક મણિલાલ કોઠારી તે વખતના તેમના વકીલ મિત્રો. ગિજુભાઈ, પોપટભાઈ ચૂડગર અને અમૃતલાલ શેઠ તો ભાગીદારીમાં સાથે કામ કરતા. આ મિત્રોએ મળીને કાયદાના અધ્યાપન માટે એક વર્ગ પણ કાઢેલો. ગિજુભાઈ માનતા હતા કે માણસ જે કોઈ ધંધો કરે તેનું ધોરણસરનું જ્ઞાન તેને હોવું જોઈએ. પાછળથી કાઢેલાં મોટા પાયા પરના અધ્યાપનમંદિરોનો મૂળ વિચાર અહીંથી જ રોપાયો હશે ?

ગિજુભાઈને ત્યાં પારણું ઝૂલતું હતું. એમા સૌથી મોટા બાળક ચિ. બચુભાઈ (નરેંદ્ર બધેકા) આ દિવસોમાં જ જન્મ્યા અને મોટા થવા લાગ્યા. 'આપણે ઘેર આવેલ આ નવીન બાલઅતિથિને આપણે હરકોઈ ઉપાયે વર્તમાન નિશાળોની બદીમાંથી બચાવી શકીએ' એ એક જ પુકાર ગિજુભાઈ અને જડીબહેનના હૈયામાંથી ઊઠતો હતો. ગિજુભાઈએ નિશાળોના અમાનુષી માર નહિ ખાધા હોય,

પણ પોતાની નિશાળના ભાઈબંધોને પડતી સોટીઓ કે આંકણીઓ પોતાના હૈયા પર એ ઝીલતા હશે અને તેથી એની આંતરડી કકડી ઊઠી હતી. શીખવાની બેહૂદી પદ્ધતિઓ કે અનારોગ્ય નિશાળો કે અળખામણાં જમાનાજૂનાં રાચરચિલાં તરફ તેમનું ધ્યાન ત્યારે નહિ ગયું હોય પણ બાળકમાં આત્મા છે, એ આત્મા ચેતનતત્ત્વોનો બનેલો છે અને કેટલાય અસ્પષ્ટ ખ્યાલો તેમના મનમાં આવ્યા હશે. અને તેથી તેમણે એક સંકલ્પ તો કર્યો જ હતો કે કાં તો મારાં છોકરાંને હું જાતે ભણાવીશ અથવા અભણ રાખીશ.

રાય-સાંકળી અને ઢસાના દરબાર સાહેબ ગોપાળદાસ દેસાઈ અવારનવાર વઢવાણ કાંપ આવતા. તેમનો ગિજુભાઈને પરિચય થયો ગાઢ પરિચય. અને પછી મૈત્રી થઈ. એમણે રસ્તો બતાવ્યો : "એમાં મૂંઝાઓ છો શું કામ ? અમારા વસોમાં બાળકો માટેની એક નિશાળ ચાલે છે એ જોઈ તો આવો ? અને અમારા એક મોતીભાઈ સાહેબ છે, તે તો તમને આ બાબતમાં ઘણુંઘણું વાંચવાનું આપશે."

ગિજુભાઈ વસો જઈ આવ્યા અને મોતીભાઈ અમીનને પણ મળ્યા. આ દોસ્તીએ એમના જીવનને સાવ નવો પલટો આપ્યો.

મોતીભાઈ સાહેબે બતાવેલાં પુસ્તકો વાંચવા માંડયાં અને એને તો થયું કે આ તો માળું ભારે જાદું ! બાળકોને દબાવવાં નહિ, વઢવું નહિ, મારવું નહિ, ને આ તો એમની



જાતઆવડતથી અને હૈયાઊકલતથી બધું ધાર્યા મુજબ થતું આવે ! વાંચે કે તરત એનાં અખતરા નાના બચુભાઈ ઉપર થતા જ આવે.

૧૯૧૫ના ફેબ્રુઆરીમાં એક મિત્રને ગિજુભાઈ મળેલા ત્યારે બચુભાઈના શિક્ષણ વિષે જે વાતો થયેલી તેની તે મિત્રની ડાયરીમાં આમ નોંધે છે : ''મને તો આ છોકરાના ભણતરની ભારે ચિંતા હતી. પણ એકાએક એક મિત્ર દ્વારા માર્ગદર્શન મળી ગયું અને એણે ચીંધ્યા પ્રમાણે કામ કરું છું, એટલે એ ચિંતા હળવી થઈ ગઈ છે. ઈટાલીનાં એક મોંટીસોરી નામે શિક્ષિકાબાઈ છે. તેમણે બાળકોની ઉંમરવાર તેમની શક્તિ અને આવડતનો અભ્યાસ કરી એક નવી જ ઢબનો અભ્યાસક્રમ રચ્યો છે, જે વડે બાળકમાં રહેલી આવડત એની મેળે જ બહાર આવતી જાય અને એની શક્તિઓ વિકસતી જાય, કેળવાતી જાય.''

ગિજુભાઈ પોતે મેળવેલા વાચન-જ્ઞાનનો વ્યવહારુ ઉપયોગ પોતાના આ મોટા થતા જતા બચુભાઈ ઉપર કરવા લાગ્યા. સંજોગો એક પછી એક ઝડપથી પણ એકબીજા સાથે બંધબેસતા બનવા લાગ્યા.

ગિજુભાઈમાં ખૂબ ઝીણવટથી કામ કરવાની ટેવ હતી. નાનું મોટું જે કામ કરે તે આ રીતે જ કરતા. વકીલાતમાં એમની આ ટેવ અને આ રીત બહુ ઉપયોગી નીવડી. એક અટપટો વારસાનો ખટલો ગિજુભાઈ પાસે આવ્યો. એક ગરાસિયણ અને તેના દેરભત્રિજાઓ વચ્ચે

ગરાસની જમીનનો આ કજિયો. ગિજુભાઈ ગરાસિયણના વકીલ થયા અને ફીની રકમ નક્કી કરી કેસ હાથ ધર્યો. ગિજુભાઈના બાપા બહુ ચોક્કસ, અનુભવી અને વ્યવહારુ માણસ હતા. ગરાસિયણની નબળી સ્થિતિ એ જાણતા હતા એટલે તેમણે દીકરાને સલાહ દીધી : 'ભાઈ ! આ કેસમાં બને તેટલા પૈસા પહેલાં લઈ લેજે.'

ગિજુભાઈ આ કેસની બધી વિગતો ઝીણવટથી જાણવા અને જોવા બાઈને ગામડે ગયા. જોયું તો બાઈની સ્થિતિ ઘણી કંગાલ. જે કાંઈ થોડું ઘરેણું ગાંઠું હતું તે વેચીસાટી વકીલની ફીની તજવીજ કરી, પણ તેથી યે એ ફી પૂરી તો થઈ જ નહિ ! વકીલે એ બધું જોયું અને એનું હૈયું પીગળી ગયું. કામકાજ પતાવી બાઈએ જે કાંઈ ફી તરીકે આપ્યું તે લઈ તે ઘેર પાછા ફર્યા. બાપાએ તરત પૂછ્યું : 'ભાઈ ! મેં કહ્યું હતું તેમ ફીની પૂરી પતાવટ કરીને આવ્યો કે ?' ગિજુભાઈ ખોટું બોલ્યા : 'હા, બાપા !'

પણ આવા આવા વકીલાતના પ્રસંગોમાં ગિજુભાઈનું હૈયું વલોવાઈ જવા લાગ્યું. સાચાખોટા સાક્ષીઓ ઊભા કરવા, બનાવટી કાગળો અને દસ્તાવેજો પેદા કરવા, અને હૈયું જાણતું હોય કે આ વાત ખોટી કે લૂલી છે તો ય તેનો છડેચોક બચાવ કરવો, વગેરે આ ધંધામાં કરવા પડતા અનેક બનાવોએ ગિજુભાઈને અસ્વસ્થ કરી મૂકયા. એને એમ થયું કે 'આ તે હું કયાં આવી ભરાણો ?' અને વકીલાત ઉપર નફરત છૂટી.



પણ ત્યારે કરવું શું ?

ગિજુભાઈના મામા હરગોવિંદદાસનું ભાવનગરનું ઘર 'સ્ટેશન બંગલો' પહેલેથી જ વિદ્યાર્થીઓના છાત્રાલય જેવું હતું. કોઈને તાર માસ્તરનું કામ શીખવું છે, તો આવો ભાવનગરમાં અને રહો સ્ટેશન બંગલે; કોઈને કોલેજમાં જવું છે ને બીજે સગવડ નથી, તો જાઓ ભાઈ મોટાભાઈને બંગલે; કોઈને કોમર્સ કલાસમાં ભણવું છે, તો બંગલો ઉઘાડો જ છે. આ બંગલામાંથી એક એવી પ્રવૃત્તિ જન્મી કે જેણે આગળ જતાં સ્થાયી સ્વરૂપ લીધું. એ ગુજરાતનું એકપૂરું કેળવણીધામ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન. ૧૯૧૦ની સાલમાં (૨૮મી ડીસેંબર) એ છાત્રાલય તરીકે પહેલવહેલું અસ્તિત્વમાં આવ્યું. તે દિવસોમાં ભાવનગરમાં છાત્રાલયો બહુ ઓછાં હતાં અને બહારગામથી હાઈસ્કૂલ કે કોલેજમાં શીખવા આવનારાઓને રહેવાખાવાની બહુ આપદા પડતી. મૂળ તો એ કારણે અને પછી સાથોસાથ શુભ સંસ્કારો સાંપડે એ દષ્ટિથી આ છાત્રાલયની સ્થાપના થયેલી. તેમાં પ્રમુખ કાર્યકર્તા તરીકે જે ગૃહસ્થો કામ કરતા હતા તેમાંના એક હરગોવિંદભાઈ.

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, એમ.એ., એસ.ટી.સી.ડી. એ વખતે ભાવનગરની શામળદાસ કોલેજના એક પ્રોફેસર હતા. એઓ મોટાભાઈના પરમ મિત્ર; પોતાની પ્રોફેસરગીરીની સાથે આ છાત્રાલયના ગૃહપતિનું કામકાજ પણ સંભાળતા. ભારે ભાવનાશાળી,

સાદા અને નિરભિમાની. જુવાન છોકરાઓની સાથે રહે, તેમની સંભાળ રાખે, તેમનામાં સંસ્કાર રેડે અને એક પાઈ પણ લે નહિ. આ દક્ષિણામૂર્તિ છાત્રાલય ત્યારે તો ભાવનગર ટરમિનસ સ્ટેશન પાસેની મહાજન ધર્મશાળામાં ચાલતું. પણ દિવસો જતાં તેમાં વિદ્યાર્થી વધવા લાગ્યા અને તેને તખ્તેશ્વર પ્લોટમાં લઈ જવામાં આવ્યું. વિદ્યાર્થીઓ વધ્યા તેમ કામ વધ્યું. એ કામને પહોંચી વળવું અને કોલેજની પ્રોફેસરગીરી કરવી એ બે કામ કેમ પોસાય ? નૃસિંહપ્રસાદ કોલેજમાંથી છૂટા થયા. એમને આ છાત્રાલયનું કામ વધારે જરૂરનું લાગ્યું હશે ત્યારે જ તો !

પણ છાત્રાલય ચલાવવા પૈસા જોઈએ તેનું શું ? એ તો ભીખ માગીને લાવવા પડે. હરગોવિંદદાસ અને નૃસિંહપ્રસાદ ઊપડે ઝોળી લઈને. મુંબઈ જાય, મદ્રાસ જાય, કલકત્તા જાય અને કરાંચી જાય; રખડીરખડીને પૈસા લાવે. પણ એ જાય ત્યારે બોર્ડિંગ રેઢી રહે તેનું શું ? મિત્રો દેખરેખ રાખે પણ આવું ઊભડ કામ કયાં સુધી ચલાવાય ?

અને છાત્રાલય તો ફાલતું જતું હતું. ધર્મશાળામાંથી ભાડાના મકાનમાં આવ્યા, ભાડાના મકાનમાંથી ઘરનાં મકાન થયાં, ને વિદ્યાર્થીઓ વધવા લાગ્યા. છાત્રાલયના કામકાજને હવે વધુ વ્યવસ્થિત પાયા પર મૂકવાની જરૂર પડી.

ગિજુભાઈ મોટાભાઈના ભાણેજ ને વઢવાણમાં વકીલાત કરે. છાત્રાલયને બંધારણસરનું સ્વરૂપ આપવા વકીલની જરૂર પડી.



"ગિજુભાઈ ! અમારી આ બોર્ડિંગનું બંધારણ ઘડી આપો." ભાવનગરથી હુકમ છૂટ્યો.

"તૈયાર !"

ગિજુભાઈ સંસ્થાના બંધારણના ખરડા ઘડે, તેની ચર્ચા કરવા ભાવનગર આવે. એમ ગિજુભાઈ બોર્ડિંગના વિકાસની સાથે સાથે તેના વગર પૈસાના કાયદાના સલાહકાર બન્યા. (૧૩-૯-૧૯૧૫)

નૃસિંહપ્રસાદ હવે નૃસિંહપ્રસાદ મટી ગયા હતા; એવું લાંબુંલચ નામ કોણ બોલે ? પહેલાં પ્રસાદ અને પછી નાનાભાઈ બન્યા. મોટાભાઈ અને નાનાભાઈ બોર્ડિંગની જાણે બે પાંખો !

નાનાભાઈ તો કામમાં દટાતા જતા હતા. છાત્રાલયના ગૃહપતિ પણ એ, ફદિયાં પણ એ લેવા જાય, અને બંધાતાં મકાનોના મુકાદમનું કામ પણ એ કરે ! મોટાભાઈ પણ એમને કેટલીક મદદ કરે ? હવે તો બોર્ડિંગ પણ દૂર ગઈ હતી. નાનાભાઈને મદદ જુએ.

અને 'એ વેળ' આવી.

વકીલના જીવનથી ત્રાસેલા ગિજુભાઈને દક્ષિણામૂર્તિએ સાદ પાડ્યો, "આવ" અને એ આવ્યા. એક ઘડી યે વિચાર કરવા ન રોકાયા. (તા.૧૩-૧૧-૧૯૧૬)

ગિજુભાઈ ૧૯૧૬માં દક્ષિણામૂર્તિમાં જોડાયા અને પાકાં વીશ વર્ષ ત્યાં રહ્યા. (છૂટા થયા તા.૩૦-૪-૧૯૩૭) એ જ એમનો ખરો જીવનકાળ.

વકીલીના વાઘા ફેંકી દઈ દક્ષિણામૂર્તિમાં ગૃહપતિના મદદનીશ તરીકે આવતા ગિજુભાઈએ જાણ્યું હશે કે મારામાં એક 'કેળવણીશાસ્ત્રી' સૂતો પડ્યો છે ? કોણ જાણે !

ક્યાં પેલા સફાઈદાર કપડાંમાં સજ્જ થયેલા અને ગાડીઘોડામાં ફરતા વકીલ અને ક્યાં આ નિશાળિયાઓ સાથે રાતદી માથાઝીક કરતો મહેતાજી ?

પણ ગિજુભાઈ નાનપણથી જ શિક્ષક હતા. એ કામનો એમને શોખ હતો. પોતાનાથી ઓછું ભણતાં શેરીનાં છોકરાંઓને તેમણે શીખવેલું, કુટુંબનાં અભણ બૈરાંઓને પણ ગિજુભાઈએ અક્ષરજ્ઞાન આપેલું અને હવે ગુજરાતને સારી રીતે જાણીતા પેલા વિદ્વાંસ ભાઈઓને (ગોપાળરાવ અને ભાસ્કરરાવ) પાટી ઉપર ધૂળ ગિજુભાઈએ જ નંખાવેલી. આફ્રિકામાં પણ ગિજુભાઈ પોતાના અભણ દોસ્તોને શીખવતા, અને મુંબઈમાં કાયદાનું વાંચતા ત્યારે પણ શિક્ષકનું કામ જ સ્વીકારેલું.

એટલે એ જન્મથી શિક્ષક જ હતા, પણ તેની તેને ખબર ન હતી. પોતાનામાં શી ઝવેરાત પડી છે તેની કાંઈ માણસને થોડીક જ ખબર પડે છે ?

છાત્રાલયમાં વરસેક દી કામ કર્યું અને ગિજુભાઈને લાગ્યું કે આ અહીં રહેતા છોકરાઓને ભણાવે કો'ક અને ભણે ક્યાંક; આ તો એક વીશી માત્ર થઈ ! એની ઉપર આપણે કોઈ જાતનું સ્થાયી અને ચોક્કસ કામ ક્યાંથી કરી શકીએ ? એ તો આપણી પોતાની નિશાળ હોય તો જ બને.



અને એ વાત બોર્ડિંગના મહાજનોને ગળે ઊતરી. કાઢી નિશાળ. (૧-૬-૧૯૧૮) પહેલાં તો અંગ્રેજી ત્રણ ચોપડી સુધીની નિશાળ કાઢી. પાકું મકાન થયું. ગિજુભાઈ મોટા માસ્તર થયા અને હાલ્યું કામ ધમધોકાર. વરસ દહાડે એક ચોપડી વધે. ત્રીજીમાંથી ચોથી અને ચોથીમાંથી પાંચમી.

પણ ગિજુભાઈને ક્યાંઈ સખ નહિ. ઘેર પરિવાર વધતો જતો હતો. આર્થિક સ્થિતિ ઘણી સાધારણ એટલે નોકરચાકર ક્યાંથી રાખે ? આખો દહાડો બોર્ડિંગ અને વિદ્યાલય; ઘેર આવે ત્યારે ઘરની જંજાળ. રાત્રે વખત મળે. મોડી રાત સુધી ઉજાગરા કરી કેળવણીની ચોપડીઓ વાંચવા માંડી. નામ સાંભળે ને મગાવે ને વાંચી નાખે. એમાંથી પોતાની નિશાળમાં કેટલું દાખલ કરી શકાય એવું છે તે જુએ અને બીજે દહાડે એનો અમલ થયો જ હોય. કેળવણીનાં પુસ્તકોનો પોતે અભ્યાસ કરે, પોતાના શિક્ષકમિત્રોને પણ એવાં પુસ્તકો વાંચવા આપે, તેના ઉપર ચર્ચાઓ ગોઠવે અને તેમાં ભાવનગર શહેરમાંથી કેળવણીના રસિયાઓને બોલાવે. કેળવણીભણતર એ જ જરૂરી છે એમ તેઓ ન માનતા; સમયની સાચવટ, સ્વચ્છતા, એકધારું કામ કરવાની રીત, અને પોતાને માથે જે કામ આવે તેને પ્રામાણિક રીતે કરવાની આદત, આ બધું હોય તો જ કેળવણી એ કેળવણી બને છે, એમ તેઓ ત્યારે કહેતા; અને વિદ્યાર્થીઓ તથા શિક્ષકો એ રીતે વર્તે તેવો આગ્રહ રાખતા. અને તેથી જ સૌને ગિજુભાઈ કડક લાગેલા.

એણે ભાઈબંધોને સાદ પાડ્યો. : "એલા ભાઈ ! ત્યાં કામ કરો છો ત્યારે અહીં મારી સાથે આવો ને ? આપણે સૌ ભેગા મળી કામ કરીએ. બળ મળશે." અને ભાઈબંધો આવવા લાગ્યા.

ગિજુભાઈનું કામ આગળ વધતું હતું. તાજી જ નવી શરૂ થયેલી એમની આ નિશાળમાં નવીનતા જણાવા લાગી અને અવનવા પ્રયોગો થવા લાગ્યા. ત્રણેક વર્ષ કામ ચાલ્યું પણ ગિજુભાઈનો અજંપો મટે નહિ. આ દસ, બાર અને પંદર વર્ષના છોકરાઓ ઉપર નિશાળમાં મહેનત કરીએ પણ એના પર ધાર્યા પરિણામ ન દેખાડી શકાય. તેને બદલે છેક બાળવયમાં બાળકો ઉપર જ શાસ્ત્રીય ઢબે કામકાજ કરીએ તો તે આબાદ ઊગી નીકળે. આવા વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા, અને કેળવણીશાસ્ત્રના સતત વધતા જતા વાંચને એને પુષ્ટ કર્યા.

એક દી ગિજુભાઈએ આ વાત ખીલે બાંધી, અને મૂકી દક્ષિણામૂર્તિના મહાજનો પાસે, એક તો ગિજુભાઈ વકીલ એટલે પોતાની વાત બીજાને આબાદ ગળે ઉતારવાની કળા શીખેલા; અને વળી નવી વાત ગિજુભાઈની રગેરગમાં ઊતરી ગયેલી, એટલે એના પ્રતિપાદનમાં સ્વાભાવિક્તા હોય જ. એટલે પછી પૂછવું જ શું ?

નક્કી થયું કે બાળકો માટેની નિશાળ કાઢવી અને ચાર છ દિવસમાં તો બાલમંદિર ઊભું થયું (૧૯૨૦ના ઓગસ્ટની તા.૧લી.)



એ બાલમંદિરની શરૂઆત પહેલાંના બે ત્રણ દિવસ સાંભરે છે અને રોમાંચ થાય છે. અને અમારા તે વેળાના અલ્પ જ્ઞાન અને સાધનહીનતા ઉપર હસવું આવે છે.*

મોટાભાઈ અને નાનાભાઈ ભાવનગરની વહોરા બજારમાં જઈ રમકડાં મૂલવે છે. કોઈ દી પોતાનાં છોકરાં સારુ તો રમકડાં ખરીદ્યાં ન હતાં. ગિજુભાઈ ને હું આવતા માલને નોખો પાડી વડ વાર ગોઠવતા જઈએ અને રવિભાઈ (રવિશંકર રાવળ) સુશોભનો કરે. મોટાભાઈ અને નાનાભાઈ પહોંચ્યા રાજમહેલે, ને ઉપાડી લાવ્યા ચિત્રો, રમકડાં ને જે મળ્યું તે બધું કામ હાથે - ખાવુંપીવું વીસરી જઈને અને ઉજાગરા કરીને.

સાધનો અને સરંજામ તો પછી સાંપડ્યાં. પણ એની ગિજુભાઈને પરવા કયાં હતી ? હૈયામાં એ બધું ભર્યું પડયું હતું. રમકડાંને સાધનો તરીકે વાપરે અને સાદાં ઈંટપાટિયાંનાં ઢાળિયા બનાવે. બાળકેળવણીનો કોઈ તાલીમબાજ આવીને જુએ તો તેને થાય કે આ તે શું આદર્યું છે ?

પણ દિવસે ન વધે તેટલું રાત્રે વધે એ લોકોક્તિ પ્રમાણે ગિજુભાઈનું બાલમંદિર વિકસવા લાગ્યું. ગિજુભાઈએ દુનિયા સાથેનો જે થોડોઘણો સંબંધ હતો તે યે છોડયો. પોતે ભલા, બાલમંદિર ભલું અને ઘર ભલું. નવરા પડયા કે વાંચવાનું, વિચારવાનું કે ચર્ચાઓ કરવાની.

---

* લેખક તે વેળાએ જ ગિજુભાઈ સાથે સંસ્થામાં જોડાઈ ગયેલ હતા.

ગિજુભાઈ નીચી મૂંડી કરીને કામ કર્યે જતા હતા, પણ એના કામની સુવાસ ચોમેર પ્રસરવા લાગી હતી.

મુંબઈના એક શેઠિયાને* થયું કે ધર્મશાળાઓ બંધાવી, વાવકૂવા ખોદાવ્યાં અને દેરાં-દેરાસરનો તો પાર જ નથી. ચાલો ને હવે દાનનો એક નવો માર્ગ ઉઘાડીએ ? અને પેલું ગુજરાત વિખ્યાત ટેકરી પરનું આદિ બાલમંદિર સરજાઈ ગયું (૪-૫-૧૯૨૨).

**ટેકરીને શિખરે મંદિર અમારું**
**દેરાની જાણે ધજા ય**
**વહાલું મારું બાલમંદિરિયું.**×

ગિજુભાઈની સાધનાના આ દિવસો હતા. એને હવે સાચી વસ્તુ સાંપડી ગઈ હતી. એ વસ્તુની સાધનામાં જેનો જેનો સાથ ઉપયોગી લાગે તેનો કાન પકડે અને તેને પૂરેપૂરું દોહી લે. જુગતરામ દવેને મળ્યા ને ચાલણગાડીઓ લખવા માંડી; હરિહર ભટ્ટને ભેટયા અને કહે આવો આપણે બાળકો માટે ગણિતના અખતરા કરીએ. કાકા કાલેલકરની દોસ્તી હતી જ; અને એના અગાધ જ્ઞાનસાગરમાંથી બાળકો માટે મોતી વીણવા માંડયાં. અને પેલા મહારાષ્ટ્રી બાઈ તારાબહેન મોડકને તો આખાં ને આખાં બાલમંદિરમાં ભંડારી દીધાં. તારાબહેન અને

* શેઠ હીરાલાલ અમૃતલાલની કંપની, મુંબઈ
× ગીતના લેખક શ્રી જુગતરામ દવે



ગિજુભાઈએ મળી ગુજરાતની બાળકેળવણીને ઓપાવી દીધી. ગિજુભાઈ ન હોત તો તારાબહેન કોઈક ટ્રેનિંગ કોલેજમાં મુખ્ય બાઈસાહેબ હોત અને તારાબહેન ન મળ્યાં હોત તો ગિજુભાઈના કેટલા યે મનોરથો મનોરથો જ રહેત ! અને આ મોંઘીબેન ? ગિજુભાઈએ આ મોંઘીનો વાંસો ન ઠપકાર્યો હોત તો એની થોકબંધ વાર્તાઓ અને ગીતો આપણને ક્યારે મળત ?

વાત વધી ગઈ હતી. બાલમંદિર દક્ષિણામૂર્તિનું લાડકું બાળક બની ગયું હતું એટલે એને નાણાં ખરચવાની છૂટ હતી. બીજી કોરથી ગુજરાતભરમાં આ બાલમંદિરની શાખ જામતી જતી હતી. બાલમંદિર કેળવણીનું કારખાનું બની ગયું હતું. એની ઢબે ક્યાંક ક્યાંક બાળનિશાળો ઉડતી જતી હતી. પણ એના મહેતાજીને એક વાર ગિજુભાઈ આગળ જઈ આવવા દ્યો એમ સૌ કહેતાં; અને હળવે હળવે એમ આવનારાંઓ વધવા લાગ્યાં. ગિજુભાઈને થયું: "આવા માસ્તરો અહીં મહિનો બે મહિના આવી જાય એમાં શું વળે ? અહીંથી ગયા પછી પણ એના વિચારોને પોષણ મળે અને બાળકેળવણીના પ્રત્યક્ષ કામમાં ફાવટ આવે તે માટે તેમને નિયમિત રીતે કાંઈ વાંચન અપાતું રહે તો સારું." અને એ જ વિચારમાંથી 'શિક્ષણપત્રિકા'નો જન્મ થયો.

સન ૧૯૨૫ના નવેંબર મહિનામાં ભાવનગરના બાલમંદિરને આંગણે પહેલું મોંટીસોરી શિક્ષણ સંમેલન

ભરાયું અને ગુજરાતની બાળકેળવણીનું કાર્ય એકધારી રીતે ચાલે તે માટેના વિચારો થયા. વ્યવસ્થિત રીતે ઊભા થયેલા મોંટીસોરી શિક્ષણસંઘના મુખપત્ર તરીકે 'શિક્ષણપત્રિકા' માસિક શરૂ થયું. જીવતાં સુધી ગિજુભાઈ એના તંત્રી રહ્યા અને એને માટે થોકબંધ લખ્યું. અને હજુ એમના મૃત્યુ પછી પણ એમનાં એ લખાણો ખૂટતાં જ નથી ! કેટલું બધું લખ્યું હશે ?

જેમ કેટલાક માણસો ખાઉધરા હોય છે તેમ ગિજુભાઈ આ લખવાની બાબતમાં ખાઉધરા હતા. પોતાના બાલમંદિર માટે એમને અવારનવાર ઘણું યે લખવું પડતું. વારતાઓ લખે. વર્ણનો લખે, ટૂચકાઓ લખે. આ બધું આ ટેકરી પરના બાલમંદિરનાં જ બાળકો માટે શા સારુ ? ગુજરાતભરનાં બધાં બાળકોને એ કેમ ન પહોંચે ? આવી એના ઉરની ઝંખના. નાનપણથી જ એનો ચેલો બનેલો પેલો ગોપાળરાવ વિદ્વાંસ ભણીગણીને આવી ગયો હતો.

"ગોપાળરાવ ! આ બધું આપણે ઘેર ઘેર પહોંચાડવું છે."

"ભલે !"

---

* શ્રી ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ ગિજુભાઈના શિષ્યમિત્ર. તેઓ ગિજુભાઈના જેવા જ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના આજીવનસભ્ય, દક્ષિણામૂર્તિની પ્રકાશન પ્રવૃત્તિના સૂત્રધાર. સ્વભાવે નિખાલસ અને વફાદાર. સદાય સૈનિકની અદાથી જ કામ કરનારા.



અને ગોપાળરાવે પોતાની બધી મહત્ત્વાકાંક્ષાઓને કોરે મૂકી ગિજુભાઈના હુકમને માથે ચઢાવ્યો (૧૯૨૫-૨૬). ગોપાળરાવ મળ્યા ન હોત તો કદાચ ગિજુભાઈનું ગૌરવ ગુજરાતને ગામડેગામડે ન પહોચ્યું હોત.

એનો એક ગમ્મતનો કિસ્સો છે. દક્ષિણામૂર્તિના મોટા વિદ્યાર્થીઓ એક વાર કાઠિયાવાડમાં મુસાફરીએ નીકળેલા. સહુ આથડતા આથડતા એક મોડી રાત્રે એક નાનકડા ગામમાં પહોંચ્યા. પાંચપંદર જુવાન છોકરાઓની ટોળી જોઈને ગામનો પોલીસ પટેલ ભડક્યો : કોણ જાણે શા સારું એ બલા અહીં આવી હોય ! કહે : 'ભાઈઓ ! આવી મોડી રાતે હું તમને મારા ગામમાં નહિ સંઘરું. તમને ફાવે ત્યાં બીજે જાઓ.'

'પણ અમે બધા ભણતા વિદ્યાર્થી છીએ. ભાવનગરની દક્ષિણામૂર્તિ બોર્ડિંગમાં રહીએ છીએ. અમારે તો માત્ર રાતવાસો જ અહીં રોકાવું છે અને અમારી સાથે બેત્રણ નાના વિદ્યાર્થીઓ છે તે થાકીને લોથ થઈ ગયા છે.'

'ઈ હું કાંઈ ન જાણું. હું તમને કોઈને ઓળખતો નથી. મારે એવું જોખમ નથી ખેડવું.'

પડખે જ ગામડાની નિશાળનું મકાન; એમાં નિશાળના મહેતાજી રહે. તેઓ પોલીસ પટેલ અને વિદ્યાર્થીઓની વાતચીત સાંભળી બહાર આવ્યા અને પોલીસ પટેલને પૂછ્યું : 'પટેલ ! શું છે ?'

પટેલે બધી વાત કહી એટલે મહેતાજીએ છોકરાઓને કહ્યું : 'પટેલની બીક સાચી છે. એ બિચારા એક વાર દૂધથી દાઝ્યા છે, એટલે છાશ પણ ફૂંકીને પીએ છે. તમે તમારી કોઈ ચોક્કસ ઓળખાણ આપો તો કાંઈક થાય."

વિદ્યાર્થીઓએ દક્ષિણામૂર્તિ અને નાનાભાઈની વગેરે ઓળખાણ આપવા માંડી. ત્યાં મહેતાજીએ પૂછયું : 'પણ ત્યાં ભાવનગરમાં એક ગિજુભાઈ છે અને બાળશાળા ચલાવે છે, એને ઓળખો ? એવું એક છાપું અમારે ત્યાં આવે છે.'

'હા, ઈ જ ગિજુભાઈ અમારી બોર્ડિંગમાં છે. અમે એમની જ બોર્ડિંગના છીએ.' વિદ્યાર્થીઓ બોલી ઊઠયા.

અને ગિજુભાઈના એક માત્ર નામે અડધી રાતે થાકેલા છોકરાઓને આશરો મળ્યો.

ગિજુભાઈને એક દી સોલો ઊઠયો : આ બાળકોને બાલમંદિરમાં શિખવાડીએ છીએ એ તો ઠીક. પાંચ, પંદર કે પચીસપચાસ. પણ એને શિખવાડનારા શિક્ષકોને જ જો આપણે આપણી આ નવી રીતનો કીમિયો આપી દીધો હોય તો ? બીચારાઓને અહીં સુધી લાંબા થવું પડે છે અને આપણે તેમને રીતસર તો બંધુ નથી આપી શકતા. એને બદલે ચોક્કસ મુદત માટે સૌ સાથે અહીં મળે ને શીખે-જુએ, એવું કર્યું હોય તો કેવું સારું ? અને તારાબહેન હવે આવી ગયાં હતાં એટલે એ કામ ઉપાડયું. એ કામ તે દક્ષિણામૂર્તિ બાલઅધ્યાપનમંદિર.



એક કોરથી બાલમંદિર ને બીજી કોરથી અધ્યાપનમંદિર. બાલમંદિર પૂરું થાય અને અધયાપનમંદિરનો આદર થાય. અધ્યાપનમંદિરને આટોપે ત્યાં પેલો વરાળિયો રાક્ષસ ગોપાળરાવ 'ખાઉં ખાઉં' કરતો આવ્યો જ હોય ! એક કોરથી બાલમંદિરનું તંત્ર સંભાળવાનું હોય, બીજી કોરથી આવતી કાલના નાસ્તાનો વિચાર કરવાનો હોય, ત્રીજી કોરથી કોઈ જિજ્ઞાસુને પત્રથી જવાબ દેવાનો હોય, ચોથી કોરથી કોઈ મળવા આવેલાને મળવું હોય અને પાંચમી કોરથી ભવનના કોઈ અટપટા પશ્નને માટે નાનાભાઈને ગિજુભાઈ સાથે મસલત કરવી હોય. પણ ગમે તેટલી બાજુ એથી ભલે ને હલ્લો આવે ? આ યોદ્ધો કાંઈ મોળો ન હતો ! સવારથી માંડીને છેક રાતના અગિયાર સુધીમાં એ બધું પતાવે અને પછી પોતાની ઓરડીમાં પેસી જઈ માંડે કલમ ચલાવવા. ગોપાળરાવે છાપી આપેલું ગિજુભાઈનું ઘણુંખરું સાહિત્ય મોડી રાત્રે સરજાયેલું.

આ બધા દિવસોમાં ગિજુભાઈએ ઘરને સાવ વિસારી દીધું હતું. બચુભાઈ અને બહેનોનો ઉછેર જડીબહેનને હાથે થયે જતો હતો. વાતાવરણમાંથી જેટલું પિવાય તેટલું પીને આ બાળકોએ મોટાં થવા માંડયું. અને ખૂબી તો એ હતી અને છે કે આમ છતાં યે એ બધાંમાંથી ન રહ્યું કોઈ અભણ કે ન રહ્યું કોઈ અસંસ્કારી. ગિજુભાઈમાં કેળવણીનું વાતાવરણ ઊભું કરવાની કળા હતી.

બાલમંદિર ચાલે છે, અધ્યાપનમંદિર પણ ચાલે છે અને લખવાનું કારખાનું તો અટકતું જ નથી. ગિજુભાઈનાં લખાણો વાંચીને કોઈ દોસ્ત કહે છે : 'હેં ગિજુભાઈ ! તમે આ બધું ક્યારે વિચારો છો ને ક્યારે લખો છો ? હું તો તમને નવરા જોતો જ નથી. તમારી કલમ પર સરસ્વતી બેસતાં લાગે છે !'

ગિજુભાઈ મુછમાં હસીને જવાબ આપે: 'હા હા, એમ જ છે. નાનો હતો ત્યારે અમારા વળા ગામની બહુચરાજીના મંદિરમાં એક સરસ્વતી માતાનો ગોખલો છે, એની મેં બહુ આરાધના કરેલી.'

વળી કોઈ બીજી વાર કોઈ અધ્યાપનમંદિરનો વિદ્યાર્થી કહે : 'ગિજુભાઈ ! અહીંથી જઈને બાલમંદિર શરૂ તો કર્યું. હવે એક વાર આપ જાતે આવી એ બધું જોઈ જાઓ તો કેવું સારું ?'

ગિજુભાઈ કહેશે : 'આવીશ.'

અને એ કામ નોંધમાં લખાઈ જાય.

કોઈ ખાનગી શાળાના મંત્રીઓ આવે ને કહે : 'સાહેબ ! અમારે તમારા ધોરણે જ અમારી નિશાળનું કામકાજ કરવું છે; તમે જ અમારી નિશાળની પરીક્ષાઓ પણ લ્યો.'

ગિજુભાઈ એ પણ માથે લે.

વળી કોઈ વાર કોઈ ભાઈ આવે ને કહેવા લાગે :



'ગિજુભાઈ ! આ મારી નાનકડી બહેન વિધવા થઈ છે. એને કાંઈક પેટગુજારો મળે એવો ધંધો આપો. એ ગુજરાતી સાત ચોપડી ભણી છે. એને તમારા બાલમંદિરમાં કામ કરવા રાખો ને ભાઈશા'બ !'

ગિજુભાઈ કહે : 'જોઈશું. તમે બેફિકર રહો.'

અને આમ અનેક રોકાણો ને યોજનાઓથી ભરચક ગિજુભાઈનું નાનકડું માથું આરામ પણ માગે ને ?

છેક મોડી સાંજે કોઈને સાથે લઈને ગિજુભાઈ ફરવા નીકળે. બેત્રણ માઈલની ઝપટ બોલાવી આવે.

અને આ બધા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના જુદા જુદા વિભાગોના સવાલો વિચારવા અને તેનો નિકાલ લાવવા મળતી સભાઓમાં એમને હાજર રહેવાનું. સંસ્થાના બંધારણના ઘડનાર અને શરૂઆતના વ્યવસ્થાપક મંડળના મંત્રી ગિજુભાઈ. ગિજુભાઈ સભામાં ઝાઝું બોલે નહિ પણ જે બોલે, તે મત આપે, એ નક્કર હોય. કહેશે : આ કામ કરવા જેવું છે કે નથી. આમાં આટલું જોખમ છે અને આમાં આટલી મુશ્કેલીઓ છે. આમાં નાણાંની આવી જરૂર પડશે. આમ કરશું તો આપણે દીપશું. આમ કરવામાં આપણી આબરૂ નંદવાશે, વગેરે.

પૈસા લાવવાની વાત આવે ત્યાં ભાઈ પોચા. દક્ષિણામૂર્તિના જબરજસ્ત પથારા માટે નાણાં પણ હબ્બેસ જોઈએ. નાનાભાઈ પૈસા તો લાવે પણ એક વાર ગિજુભાઈ

અને હરભાઈ* ફંડ માટે મુંબઈ ગયા. બેચાર શેઠિયાના નકાર સાંભળી ગિજુભાઈ તો ઠરી જ ગયા. હરભાઈને કહે: 'મને અહીં શું કરવા ઢસરડી લાવ્યો ? આ મારી આવડતનું કામ જ નથી. ભાવનગરમાં બેઠાંબેઠાં કરવાનું જે કામ ચીંધીશ એ કરીશ, પણ ફંડ લાવવાના કામમાંથી મને મોકળો કર, બાપુ ! ફંડફાળા કરવા નાનાભાઈને અને તને ફાવે. તું ફંડ કરવા ઊપડ અને હું અહીં ઓરડીમાં બેઠોબેઠો ત્રૈમાસિક સારુ લેખો લખું. ફંડ મળે એવો પ્રચાર કરવાનું લેખનકામ મને સોંપજે. પણ આ કામમાં તું મારો સરદાર !' ઘરના પૈસાને તો ગિજુભાઈ અડયા પણ નહિ હોય; પણ બાલમંદિરના હિસાબની પાઈએ પાઈ બારીકાઈથી તપાસે. પૈસાની વાત આવે ત્યાં સાવજ જેવા લાગતા ગિજુભાઈ રાંક થઈ જાય. કહે : 'ઈ બાબતમાં મારું માથું નાનાભાઈને ચરણે.'

ગિજુભાઈ ખૂબ જ નિરાડંબરી હતા. એમને સ્વચ્છતા અને શોભાનો ભારે શોખ. એમાં જરા યે ભભકો આવે કે

* હરભાઈ (શ્રી હરિશંકર દુર્લભજી ત્રિવેદી)નો અને ગિજુભાઈનો મૈત્રીસંબંધ અતિ નિકટનો. હરભાઈ પણ ગિજુભાઈની જેમ દક્ષિણામૂર્તિના આજીવનસભ્ય તરીકે જોડાયેલા એટલે બંને સહકાર્યકર બંધુઓ. બંને સ્વતંત્ર વિચારકો અને કેળવણીના ક્ષેત્રમાં બંનેએ પોતપોતાની રીતે લખીને તેમ જ શાળાઓ ચલાવીને કિંમતી ફાળો આપેલો છે. (એમના ઘનિષ્ઠ સંબંધો વિષે કોઈ નજીકનો જ મિત્ર કોઈ વાર લખશે ત્યારે ઘણું જાણવાનું મળશે.)



એ મૂંઝાય. ફૂલોના એ જબરા પૂજારી. એમની નાનકડી ઓરડીમાં અને બાલમંદિરની એમની બેઠકમાં ફુલદાનીઓ શોભતી જ હોય. કોઈ કોઈ વાર અત્તરની યે મોજ માણે. ધૂપદીપ કરવાં એમને બહુ ગમે.

કપડાંનો તો જરા યે શોખ નહિ. નાનપણમાં માબાપે આંગલાંટોપી પહેરાવ્યાં હોય તો કોણ જાણે. પણ પછી તો સાદાઈ અને કરકસરથી રહેવાની જરૂર ઊભી થતાં ભણતા ત્યારે તો ખમીસ, જાકીટને કોટના આખા પોશાકને બદલે એકલા જાકીટ અને કોટથી એ ચલાવી લેતા. આફ્રિકા ગયા ત્યારે કોટપાટલૂ પહેરવાં પડયાં હશે, પણ દેશમાં આવ્યા પછી તો સાવ સાદો સુઘડ પોશાક પહેરતા. અને સ્વદેશીના તો પહેલેથી જ ઉપાસક. છેક વિદ્યાર્થિજીવનમાંથી જ દેશભક્તોનાં જીવનચરિત્રો વાંચીવાંચી સ્વદેશીની ભાવના ઉજેરેલી એટલે એમના વપરાશની કોઈ પણ ચીજની પસંદગીમાં સ્વદેશીપણું પહેલું આવતું. છેલ્લે છેલ્લે જીવનનાં દશ વર્ષો તો કપડાં કે બીજી જરૂરિયાતની ચીજોમાં તે સાવ બાવાસાધુ જેવા બની ગયેલા.

'ગિજુભાઈ ! આ ધોતિયું હવે રજા માગે છે.' એમ જ્યારે એમને કહેવામાં આવે ત્યારે ભાઈચંદને* કહી એકાદું નવું ધોતિયું મંગાવે. 'બચુ ! તારા કાકાએ પહેરણ ચહેર્યું છે એને કાંઠલે રૂંછડાં નીકળ્યાં છે. એવું પહેરણ પહેરી બહાર

* શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિરના કારકુન

ન જવાય.' એમ જડીબહેન કહે એટલે ગિજુભાઈ એ પહેરણ કાઢી નાખે. 'આ ચશ્માંના ડાંડલાને બદલે દોરો બાંધી તમારે કયાં સુધી ચલાવવું છે ?' એક કોઈ ટકોર કરે ત્યારે ભાઈ કહે : 'બચુ ! તું કે ભાઈચંદ ગામમાં જાઓ ત્યારે આ ચશ્માંનો ડાંડલો નખાવતા આવજો ને જરા !'

ખાવાપીવામાં પણ આવી વિરક્તિ. જમવા બેસે ને વાતો કરવાનું ચાલે. છેલ્લા વર્ષોમાં તો લગભગ દરરોજ એ વેળા કોઈ આવ્યું જ હોય. એ જમતા થોડું, જાણે ચૂગતા હોય.

સંસારવ્યવહારની વાતોમાં સાવ સાધુ જેવા; વહેવારની આંટીઘૂંટીઓમાં પડેલા જ નહિ. પોતે ને પોતાનું કામ.

બચુભાઈને જનોઈ દેવાનો પ્રસંગ આવ્યો. એને માટે પોતે તો આર્થિક તૈયારી કરેલી જ નહિ તેમ જ મનથી પણ ચિંતવેલું નહિ કે બચુ મોટો થશે ત્યારે તેને જનોઈ પહેરાવવું પડશે.

'સાંભળ્યું ? આ બચુની ડોકમાં આપણે સૂતરનો ત્રાગડો તો નાખીએ ?' એક દી જડીબહેને કહ્યું.

ગિજુભાઈ કહે : 'હવે જનોઈ જ છે. નાહકનો ખરચ ! અને બચુ થોડોક જ જનોઈ પહેરવાનો છે ?

છેવટે જનોઈનું નક્કી તો થયું પણ તે નવી જ ઢબે અને નવા જ ગુરુને હાથે. કાકા કાલેલકરને ગુરુ બનાવ્યા



અને નવીન યુગની પ્રતિજ્ઞાઓ લઈ બટુક બચુભાઈ બ્રાહ્મણ બન્યા.

ગિજુભાઈ ખૂબ સહનશીલ અને તત્ત્વદષ્ટિવાળા હતા. એમનો એક ચારપાંચ વર્ષનો પુત્ર શરતુ માત્ર ચોવીસ કલાકની બિમારીમાં મૃત્યુ પામ્યો. બાળક ઘણો નમણો અને બુદ્ધિશાળી હતો. અચાનક બની ગયેલા આ કરુણ બનાવથી સૌનાં દિલને બહુ દુ:ખ થયું. સૌ રોવા કકળવા લાગ્યાં, પણ ગિજુભાઈએ આંખમાં ન આણ્યું એક આસું કે ન ભર્યું એકડૂસકું. હૃદયની વેદનાને હૃદયમાં જ દબાદી દઈને એમણે બહારનો મોરો જાળવવા ખૂબ પ્રયત્ન તો કર્યો, પણ એની અસર અવળી થઈ. ભાંગીને ભુક્કો થઈ જતા ગિજુભાઈના હૃદયની અસર શરીર પર થઈ અને ગિજુભાઈ માંદા પડયા.

આ તો થોડીક આડી વાતો કરી લીધી.

બાલમંદિરનું કામ ચાલતું હતું; લેખનપ્રવૃત્તિ ચાલતી હતી. ગિજુભાઈને થયું : 'આ ભણતરનો વિસ્તાર કરીએ. નિશાળો હોય તો જ ભણાય એવું શા સારુ ? થોડા વખતમાં, ચાલુ કામને બગાડયા સિવાય, કશા જ ખરચ વિના આ અભણ ગામડિયાઓ અને શહેરી મજૂર લોકોને ભણાવવાની રીત આપણે કેમ ન ગોતી કાઢીએ ?'

અને પછી અક્ષરજ્ઞાનનું કામ ઉપાડયું. (૧૯૩૦) ચોપડીઓ લખી નાખી; એના અખતરા કરવા માંડયા. પ્રૌઢશિક્ષણ તરીકે વધુ જાણીતી થયેલી આ અક્ષરજ્ઞાન

યોજનાને પછી તો પ્રજાએ અને આપણી સરકારે પણ સત્કારી.

૧૯૨૦-૨૧ ની લોકલડતના વખતથી જ ગિજુભાઈ સર્વાંગ ખાદીધારી થયા હતા. એ દિવસોમાં ખાદીનાં ધોતિયાં બનતાં ન હતાં અને લેંઘાઓનો પ્રચાર થયો ન હતો, ત્યારે ખાદીના ટૂંકા પનાના બે પાટને સીવીને ધોતિયાપનો બનાવી એ પહેરતા. ત્યારે તો ખરેખર ગામડિયાઓ થેપાડાં પહેરે છે તેવા તે લાગતા. નાની કોમળ કાયામાં તો પેટમાં દુખાવો કરે; છતાં ગિજુભાઈએ તો એ પહેર્યું તે પહેર્યું જ. એમાં એમનો સ્વદેશી પ્રત્યેનો આગ્રહ સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે.

એ પછી તો તેઓ બાલમંદિરના કામકાજ ઉપરાંત એમની રીતે દેશસેવાનાં કામો કરતા. પણ ૧૯૩૦-૩૧ની સાલ આવી અને એ વેળા જે બૂંગિયો ટિપાયો તેણે ગિજુભાઈને હલાવી મૂકયા. પોતાનું વહાલામાં વહાલું બાલમંદિર અને બાળકેળવણીનું કામ એમને ગળે ન વળગ્યાં. (૧૬-૧૧-૧૯૩૦) કેદખાનામાં બેસી પોતે જે સેવા કરી શકશે તે કરતાં બહાર રહી વધારે સારી લોકસેવા અને દેશસેવા પોતે આપી શકશે એવી એમને પોતાના વિશે ખાતરી હોવાથી વડોદરાના નવસારી પ્રાંતમાં રહી એમણે કામ કરવા માંડયું. તારાબહેન અને મોંઘીબહેન સાથે હતાં. આ દિવસોના અવનવા અનુભવો એમણે પોતાના પુસ્તક



'બોરસદની વીરાંગનાઓ'માં ચીતર્યા છે. લડતની મોકૂફી થતાં ગિજુભાઈ ભાવનગર આવ્યા. (૧૨-૩-૧૯૩૧)

આ જ અરસામાં ગુજરાતમાં વાનરસેનાની પ્રવૃત્તિ પણ ખૂબ જોરશોરથી ઉપડેલી. ચારેકોર રાષ્ટ્રીય જાગ્રતિ આવી ગઈ હતી. મોટેરાંઓ માર ખાતાં, મીઠુ પકવતાં અને જેલવાસી બનતાં, તથા નાનાં બાળકો ગીતો ગાઈ, હોકારા પડકારા કરી વાતાવરણને યુદ્ધના નાદોથી ભરી દેતાં. ગુજરાતને ગામડે ગામડે ને શહેરે શહેરે આ વાનરોના હૂકહૂકના પોકારો ગાજવા લાગ્યા. બધાંને એક એવો વિચાર આવ્યો કે ગામેગામના આ વાનરોને એક વાર એક ઠેકાણે ભેગા કર્યા હોય તો ? સૂરત શહેર મોટું અને એની આસપાસ જ આ લોકલડતનાં મંડાણ થયેલાં એટલે સૌને ત્યાં એકઠાં થવાનું બહુ ગમ્યું. ગામેગામથી વાનરો ઊભરાવા લાગ્યા. તેમની હૂકાહૂક અને કૂદાકૂદથી સૂરત શહેર ધમધમી ઊઠયું. વાનરોના આ મોટા મેળામાં ગિજુભાઈ મોટા વાનર બની પોતાના વાનરો સાથે સૂરત ઊપડયા. બાળકોની મેદની જામેલી. નામથી તો સૌ બાળકો આ મોટા વાનરજીને પિછાણતાં હતાં; પણ હવે તો પોતાનો વાનરદોસ્ત હાથમાં આવ્યો એટલે એ લોકો તો ગાંડાઘેલાં થઈ ગયાં. પેટ ભરીભરીને તેની પાસેથી તેમણે વારતાઓ સાંભળી.

વળી એક વાર દૂરદૂર કરાંચીમાં આખા યે આપણા દેશનાં બાળકોનો એક મોટો મેળો થયેલો. એમાં તો ગિજુભાઈ વરરાજા બનીને ગયેલા. ત્યાં બધાં બાળકો સાથે

હળ્યામળ્યા, વાતચીતો કરી. વારતાઓ અને ગીતો પણ સંભળાવ્યાં અને ખૂબાખૂબ મોજ પણ ઉડાવી. (સન ૧૯૩૬)

ગુજરાતભરમાં બાળકેળવણીનો ડંકો વાગી ગયો હતો. ગિજુભાઈ આ બાળકેળવણીના આદિ અધ્યાપક એટલે બધાએ એક વાર વિચાર કર્યો કે એમને મોટા ભા બનાવી બધા અમદાવાદમાં એકઠા મળીએ. અમદાવાદમાં થયા બધા ભેગા. કોઈ ડભોઈથી આવ્યું તો કોઈ ડાકોરથી; કોઈ વડોદરાથી આવ્યું તો કોઈ વઢવાણથી; કોઈ ખેડાથી આવ્યું તો કોઈ ખંભાતથી, મુંબઈ, સૂરત, ભરૂચ અને જ્યાં જ્યાં નવી ઢબની બાળશાળાઓ હતી ત્યાં ત્યાંથી સૌ આવ્યાં અને બધાંને ગિજુભાઈએ પોતાના બાળકેળવણીના કામને દિપાવવાનો સંદેશો આપ્યો. અગાઉ સ્થપાયેલો મોંટીસૉરી શિક્ષણસંઘ વધારે મજબૂત બન્યો, શિક્ષણપત્રિકાના કામને વધુ વેગ મળ્યો અને સૌ ફરીવાર બાળકેળવણીના વાવટા નીચે એકઠાં થયાં.

બહારગામનાં બાલમંદિરોના નિરીક્ષણ માટે ગિજુભાઈને અવારનવાર બોલાવવામાં આવતા. કચ્છના લોહાણા કેળવણીમંડળના કેળવણીસૂત્રધાર ગિજુભાઈ હતા. લીંબડી અને વઢવાણની અમુક નિશાળો ગિજુભાઈને પૂછયા વિના પગલું ન ભરતી. બાલમંદિરોની ઉદ્દઘાટનક્રિયામાં પણ ગિજુભાઈ અને વર્ષગાંઠ ઊજવવી હોય ત્યાં પણ ગિજુભાઈ; આમ પ્રવાસો દ્વારા પણ ગિજુભાઈનો બાળ-કેળવણીનો પેગામ ગુજરાતમાં પહોંચવા લાગ્યો અને



ગુજરાતભરનાં બાળકોના સીધા પરિચયમાં ગિજુભાઈ આવ્યા.

ગુજરાતમાં બાળકેળવણીના ખાં હવે ગિજુભાઈ મનાઈ ચૂકયા હતા. સૌ એમને પૂછીને જ એ ક્ષેત્રમાં ડગલાં માંડતાં. એમના લખેલાં શિક્ષણશાસ્ત્રનાં પુસ્તકો અન્ય અધ્યાપન કોલેજોમાં પાઠયપુસ્તકો તરીકે માન્ય થયાં હતાં. એમના કામની સુવાસ ઠેઠ મહાત્મા ગાંધીજી સુધી પહોંચી ગઈ હતી.

ગિજુભાઈએ બાલમંદિરને પેટ ભરીભરીને મુસાફરીઓ અને પર્યટનો કરાવ્યાં છે. દર અઠવાડિયે એક વાર બાલમંદિરને આજુબાજુમાં નજીકમાં રખડવા લઈ જાય; પણ વરસમાં બે મોટા પ્રવાસો તો ખરા જ. કોળિયાક, કૂડા, ગોપનાથ, સિહોર અને ઠેઠ ધારીના ધોધ તથા ગીરના તુલશીશ્યામ સુધી ઊપડે, અને નાનાંમોટાં જોખમો ખેડે. આ નાનાંમોટાં પર્યટનોમાં કુદરતનો અભ્યાસ ચાલુ. વનસ્પતિઓ, ફૂલો, પતંગિયાંઓ, પક્ષીઓ, ગામડિયાઓના રીતરિવાજો, સ્થળને લગતી દંતકથાઓ ને ઈતિહાસ : એમાંના કોઈને કોઈ ઉપર ગિજુભાઈ મોટા સાથીઓ સાથે ચર્ચા કરતા હોય અને નાનાં બાળકોને સમજાવતા હોય. ગિજુભાઈ એક વાર દાર્જિલિંગ બાજુની ભવ્ય કુદરતનું પાન પણ કરી આવેલા.

બાળકો અને બાલમંદિરની સેવામાં ગિજુભાઈએ આત્મવિલોપન કર્યું: બાલમંદિર અથવા અધ્યાપનમંદિરના

દાંડિયારાસ હોય, રમતો હોય, સ્વચ્છતાદિન હોય, નાટકો હોય કે બીજી કાંઈ પ્રવૃત્તિ હોય : ભાષણના બાજોઠ પર બેસી ગંભીર બની બોલતા ગિજુભાઈ ઓગળી જાય અને જે પ્રસંગ હોય તેને બંધબેસતા ગિજુભાઈ આપણને જોવા મળે. નાટક કરવા છે; ગિજુભાઈ પહેલા ઠાકોર બને, રંગલો બને, દલા તરવાડી બને, ચાઊસ બને; અને તે યે કેવા ? ઘડીભર પ્રેક્ષકોને ઘેલા કરે. એક વાર દક્ષિણામૂર્તિના મોટા વિદ્યાર્થીઓના કોઈ ઉત્સવવેળા નાટકો ઊજવાતાં હતાં. તેમાં એકાએક એક આફ્રિકન નાચ જોવા મળ્યો. લંગોટ મારેલા, કાળાંમશ ભૂતડાં જેવા, ચાર જણા, અજબ અંગભંગ કરતા, સૌની સમક્ષ નાચ્યા ત્યારે તો જોનારાં હસીહસીને બેવડ વળી ગયેલાં. એ ચાર ભૂતડાં માંહેના એક ગિજુભાઈ હતા !

પક્ષીપિછાણમાં ગિજુભઈ પ્રવીણ બનેલા. ઘેર હોય કે હરવા ફરવા જાય ત્યાં જો કોઈ નવીન પક્ષીને ભાળે, તેના સૂર સાંભળે કે એ આસપાસ હોવાનો સંભવ લાગે, તો બીજું બધું કામ પડતું મૂકે ને એના અભ્યાસમાં લીન બને. તેના પીછાં, તેનો રંગ અને સજાવટ, તેના રાગની મધુરતા કે કર્ણકટુતા; તેની પાંખો, તેનો ખોરાક, શિકાર એ બધાંની ઝીણવટથી માહિતી મેળવે. નવા શિખાઉ માણસો પણ એમની પાસે માર્ગ મેળવવા આવે. જેવા બાળકોના એ મોટા મહેતા એવા એ પતંગિયાં, ફૂદાં અને ફૂલોના પણ જાણકાર. આકાશના તારા એમના ખાસ દોસ્તો. આખો દી



ઢસરડો કરી થાકે ત્યારે છેક મોડી રાત્રે ફળિયાના હીંડોળા પર એકલા બેસી એ મૂંગા મિત્રો પાસેથી પ્રેરણા મેળવે. ચિત્રકળા અને સંગીત વિષે જાણે ઓછું છતાં તેની પણ થોડીઘણી માહિતી મેળવ્યે રાખે. અને છેક વિદ્યાર્થી-અવસ્થામાંથી જ હસ્તરેખાશાસ્ત્રનો શોખ તેમને થયેલો. સાચુંખોટું પણ જોયે જ રાખે.

કેટલાંક મિત્રો ગિજુભાઈને વહેમી કહી તેની મશ્કરી કરતા, કારણકે કોઈ કોઈ વાર શુકન અને ગેબીપણાની વાતો કરતા ગિજુભાઈને તેમણે સાંભળ્યા હોય. ગિજુભાઈ વહેમી કે વેદિયા તો ન હતા, પણ એમ તો જરૂર માનતા કે આપણે ન દેખી શકીએ તેવાં કેટલાં ય અદૃશ્ય તત્ત્વો-બળો આપણને ઘેરી રહ્યાં છે. એટલે જે સમજી શકાતું નથી પણ કંઈ છે તો ખરું જ, તેના પ્રત્યે તે ઉપહાસથી તો નહોતા જ જોતા. ઊલટું એ બળને-એ શક્તિને જાણવા ને સ્વીકારવા તે તત્પર રહેતા.

ગિજુભાઈ સંધ્યાપૂજા કે દેવદર્શન નહોતા કરતા છતાં એમનું દિલ ખૂબ ધાર્મિક હતું. એ પોતે કયા ધર્મ-સિદ્ધાંતમાં માને છે એમ એમને એક વાર પૂછવામાં આવ્યું ત્યારે તેમણે ટૂંકાણમાં જ - માત્ર એકબે વાક્યમાં જ જે લખી આપેલું તેનો સાર એ હતો કે તેઓ કર્મવાદમાં માનતા અને પરિણામોની ચિંતા કર્યા વિના માથે આવેલું કામ કરવામાં જ આખરે મોક્ષ છે એવું એમનું માનવું હતું. જિંદગીનાં છેલ્લાં પાંચસાંત વર્ષોમાં તો એમણે જ્યોતિષશાસ્ત્ર

વિશે પણ વાંચવા માંડેલું અને સાથોસાથ પોલ બ્રન્ટનનાં પુસ્તકો પણ વાંચી કાઢેલાં. જુવાનીમાં સ્વામી રામતીર્થ અને વિવેકાનંદે એમને ખૂબ મુગ્ધ કરેલા. બધાંને જાણીને હસવું આવશે કે એમનાં વૃદ્ધ નાનીની યાદી તરીકે તેમણે તેમની રોજની પૂજામાંથી સ્વામી સહજાનંદની નાની એવી છબી માગી લીધી હતી, અને તે પોતાની ઓરડીમાં જ પોતે સૂઈને જાગે ત્યારે સામે જ દર્શન થાય તેમ ભરાવી હતી. ગિજુભાઈની બેઠકમાં માળા પણ રહેતી. એ માળા પણ ફેરવતા હશે ? ગિજુભાઈ પોતાની જાતને (Mystic-type) ઓલિયાની નાતનો માનતા.

બધુ લખતાં લખતાં તો એક મોટી વાત બાકી રહી ગઈ. એ ગિજુભાઈનું ભાવનગરનું છેલ્લું બાલ-અધ્યાપનમંદિર. એવું અધ્યાપનમંદિર હવે બીજી વાર થાય ત્યારે થાય. ખાસ કરીને તો એની અનેકવિધતાને લીધે જ.

૧૯૩૦-૩૧ની લોકલડત શમી ગઈ હતી. દક્ષિણામૂર્તિ સંસ્થા, ગિજુભાઈ અને તારાબહેન ગુજરાતમાં અને ગુજરાત બહાર ખૂબ જાણીતાં થયાં હતાં. લોકોને સરકારી કેળવણી અને તેના સળિયા આગળ વધતાં અટકાવતા હતા; અને કેળવણી અને ખાસ કરીને કેળવણીની કળા તો શીખવી જ હતી. ગિજુભાઈએ આજ સુધીના પોતાના અંગત અનુભવોથી જોઈ લીધું હતું એટલે એ કામ કરવામાં મુશ્કેલીઓ અનેક હતી છતાં એણે એ ઉપાડયું. પ્રાંતપ્રાંતનાં અને ગામગામનાં જુવાન છોકરા-



છોકરીઓને એક નિશાળમાં સાથે રાખવાં, તેમને જરા પણ બીજું વિચારવાની ફુરસદ ન રહે તેટલું કામ આપવું, તથા એમને માટે જડ અને આકરા દેખાતા નિયમોની પાછળ કેવળ પ્રેમ કરુણા જ રાખવાં, એ તો એક ગિજુભાઈથી જ બને. અને ભાઈ, આટલાં બધાંને આંગણે બાંધ્યાં હોય તે કાંઈ બધું એમ ને એમ સમુંસૂતરું થોડું જ ચાલે ? એમાનાં કેટલાક તો હતા રાજ્ય કે સમાજ સામેના બળવાખોરો; એમને તો એકલા ગિજુભઈ જ નાથી શકે.

'ગિજુભાઈ ! તમારો ગગો શો કુંવારો રહી જાય છે તે આ બધા હબાળા હાથે કરીને વહોરી લ્યો છો ?' કોઈ ટાઢા લોહીવાળો મિત્ર કહે.

'એમાં જ ખરી મજા છે ને ? જીવનની આ લડાઈ છે. આપણે થોડાક જ સિપાહી બની લશ્કરમાં જોડાવાના છીએ ? આ આપણું રણમેદાન, અને આ આપણા યુદ્ધખેલ !' ગિજુભાઈ હસતા હસતા જવાબ આપે.

કામ કરવાના તાવની ગરમીમાં અને ગરમીમાં ગિજુભાઈ કામ કર્યે ગયા, પણ શરીર કેટલું ખમે ? માંદગીઓ આવવા લાગી. મટી જાય, ઊથલો ખાય; મટે, પાછી આવે; અને ગિજુભાઈ તો હાંકયે રાખે.

એક વાર પોતાની ઓરડીમાં ખાટલા પર માંદા ગિજુભાઈ સૂતા છે. દાક્તરે બાલમંદિરનું કે બીજું કોઈ કામ કરવાની મના ફરમાવી છે. કેવળ દવા અને આરામ !

મોંઘીબેન* એનાં ચોકીદાર. ન કાંઈ કરવા દે, ન કોઈને અંદર પેસવા દે.

પણ ગિજુભાઈ ભારે ભરાડી !

'મોંઘી ! ઉપરથી (ટેકરી પરના બાલમંદિર પરથી) જરા આજની ટપાલ મંગાવ ને ? માત્ર જોઈ જઈએ.'

ટપાલ આવે. મોંઘીબેન વાંચે. અને પછી જ્યારે મોંઘીબેન જમવાકારવવા જાય ત્યારે ભાઈસાહેબ છાનામાના ઊઠી ટપાલના જવાબ દેવાના મુસદ્દા તૈયાર કરે.

રોજ સાંજે નાનાભાઈ ગિજુભાઈની તપાસ કરવા આવે; એમ એક વાર આવ્યા. એમને કાને ગિજુભાઈ જોઈએ તેટલો આરામ નથી લેતા એવી વાતો આવેલી. એટલે કહેઃ 'કોઈનું ન માનો તો કાંઈ નહિ, પણ મારું માનીને પણ કેવળ શાંત અને સ્વસ્થ બની આરામ લેશો ? મને તમે તમારો સરદાર કહો છો એટલે હું હુકમ કરું છું. તમારે માનવો જ પડશે.'

ગિજુભાઈ માંદા માંદા યે ખાટલામાં બેઠા થાય અને સૈનિકની અદાથી નાનાભાઈની તાજીમ બજાવે !

મનમાં નિશ્ચય કરે પણ એમનાથી કામ વિના રહેવાય જ નહિ ! છેવટે એમની એ ટેવથી થાકીને તો નાનાભાઈએ એમને ખાસ મંત્રી આપેલા; ત્રાપજ અને રાજુલા હવાફેર અને પાણી બદલો કરવા પણ હડસેલેલા.

---

* શ્રી મોંઘીબેન ગિજુભાઈનાં ભત્રીજી થાય.



અવાજ ઘોઘરો બની ગયો હતો, શરીરમાં ફિક્કાશ આવી ગઈ હતી અને દવાના રગડા ચાલુ હતા; તો ય એમને બહાર તો નીકળવું જ જોઈએ. 'ઘરમાં તો હું ગૂંગળાઈ મરું. તાજી હવા અને તમારા બધાના ચહેરા જોવા મળે એ કાંઈ ઓછી દવા છે ?' એ કહેતા.

આમ ચાલ્યું જાય છે.

૧૯૩૬ની સાલ આવી. ગિજુભાઈ દક્ષિણામૂર્તિમાં આજીવનસભ્ય (વીશ પૂરાં વર્ષ સુધી કામ કરવા સ્વીકારેલું તેથી) તરીકે જોડાયેલા. એ મુદત પૂરી થતી હતી. પણ ગિજુભાઈ બાલમંદિરને છોડીને શેં ચાલ્યા જઈ શકે ? સૌ એમ માનતા.

પણ ગિજુભાઈમાં નિશ્ચયો ઘડવાની અને ઘડેલ નિશ્ચયો પ્રમાણે વર્તવાની ટેવ હતી. એણે એક દી એમનો નિશ્ચય સુણાવ્યો : 'હું જાઉં છું.'

'ગિજુભાઈથી જવાય જ નહિ. બાલમંદિર તો ગિજુભાઈનું Lifework* છે.' એમની કબર પણ આપણે આંહીં કરશું.' એવાં એવાં સૌનાં કથનો હતાં.

'ગિજુભાઈ ! માત્ર બેત્રણ વર્ષ રોકાઈ જાઓ. આ બચુભાઈ ભણી ઊતરે ને ક્યાંક કામે લાગે; આ બહેનો પણ જરા ઊંચા અભ્યાસમાં આવી જાય અને...' એક મિત્રે ખૂબ આર્જવતાથી ગિજુભાઈને કહેવા માંડ્યું.

---

* જીવનકાર્ય.

ગિજુભાઈ હસી પડ્યા ને કહે : 'લે હવે ગાંડો થા મા ગાંડો ! બચુને ભણવું કે કમાવું હશે તો ભણશે કે કમાશે, ને બબુટીકુ (એમની દીકરીઓ) કાંઈ ભણ્યા વગર રહેવાની છે ?' અને ચાપાણી નાસ્તાની ગૂંચવણમાં તેને નાખી પેલી વાત ઉડાવી દીધી.

એમણે કોઈનું ન માન્યું, ધાર્યું જ કર્યું. અને બીજાંની નજરે અતૂટ લાગતો એમનો દક્ષિણામૂર્તિનો સંબંધ એક લેજાવારમાં કાચા સૂતરના તાંતણાની પેઠે તોડી નાખ્યો.

એ વેળાના એમના શબ્દો કંઈક આવા હતા : 'હું દક્ષિણામૂર્તિનો આજીવનસભ્ય મટું છું, પણ દક્ષિણામૂર્તિનો આજીવન-સેવક તો રહીશ જ. શ્રીદક્ષિણામૂર્તિ મારા આરાધ્ય દેવ રહેશે. દક્ષિણામૂર્તિએ મને કેળવણીનું કામ શિખવાડ્યું છે. જ્યાં જઈશ ત્યાં એ જ કામ કરીશ અને દક્ષિણામૂર્તિનો મટીશ નહિ.'

ગિજુભાઈને ગુરુદેવ માની કેટલાંક ભાઈબહેનો તેમની પૂજા કરતાં હતાં. તેમણે આ વાત સાંભળી અને ગિજુભાઈની બાળસેવાની અદની કદર કરવા પત્રંપુષ્પં તેમને ચરણે ધરવા નકી કર્યું. ચારેકોર ગુજરાતમાં હાકલ પડી. સૌએ પાઈ, પૈસો, રૂપિયો કે રૂપિયા જે કાંઈ પોતાની શક્તિ હતી તે ગિજુભાઈના ચરણે ધર્યું. પણ ગિજુભાઈ થોડાક જ કાંઈ એ સ્વીકારે ?

'આ તમારા પૈસા તમે જ સંભાળો. ગુજરાતનાં બાળકોનાં હિત અને કલ્યાણ માટે એનો ઉપયોગ કરજો.'



દક્ષિણામૂર્તિમાંથી ફારગ થયા ત્યાર પછી થોડો વખત આરામ લીધો, હર્યાફર્યા અને એક વસોમાં તેમ જ એક વાંકુ (કચ્છ)માં એક એક માસ એમ બે બાળકેળવણીના તાલીમવર્ગો ચલાવ્યા.

ગિજુભાઈના એક વકીલમિત્ર પોપટલાલ ચૂડગર. ગિજુભાઈ વકીલ મટી ગયા પણ મૈત્રી તો ચાલુ જ રહી. મિત્ર તો કહેવાના. ચૂડગર ગિજુભાઈના ભેખને પૂજનારા. 'ગિજુભાઈ ! હું વકીલ રહ્યો અને તમે વકીલ મટ્યા. મોડો મોડો યે મનેવકીલ મટાડવા તમે મારે ઘેર આવી રહો.' પોપટભાઈએ વેણ નાખ્યું.

ગિજુભાઈને પોતાને ત્યાં ઝડપી લેવાની બીજા ઘણા ધનિકોની ટાંપ હતી, પણ ચૂડગર ફાવ્યા અને ગિજુભાઈ રાજકોટ ગયા. (સને ૧૯૩૮-૩૯)

રાજકોટ કાઠિયાવાડનું મધ્ય સ્થાન. જે કાંઈ ખર્ચખોટ આવે તો સહી લેવાની પોપટભાઈની તૈયારી અને કામ વગર તો કીડીઓ ચડે તેવો ગિજુભાઈનો સ્વભાવ, એટલે રાજકોટમાં એક બાલઅધ્યાપનમંદિર શરૂ કર્યું.

ગિજુભાઈ બાલઅધ્યાપનમંદિર કાઢે છે એ સાંભળી જેની જેની તરસ છીપી ન હતી તે અને બીજાં નવાં ભાઈ બહેનો ત્યાં એકઠાં મળ્યાં અને ચાલ્યું અધ્યાપનમંદિર.

ગિજુભાઈનું આ છેલ્લું અધ્યાપનમંદિર. પણ એની કોઈને ક્યાં ખબર હતી ? ગિજુભાઈને મરવું જ ન હતું. આખા હિંદનાં બાળકો માટેની એક મોટી નિશાળ (બાલ

વિદ્યાપીઠ) કાઢવાની અને તેમાં ધોળી દાઢીવાળા બુઢિયા દાદા તરીકે મરતાં સુધી કામ કરવાની ગિજુભાઈની મુરાદ હતી. બીજી એક મુરાદ હતી એક ગુજરાતી બાલજ્ઞાન-કોશ તૈયાર કરવાની. આ બંને કામો આદરી જ શકાયાં નહિ; પણ સૌ ખાતરી રાખે કે એ પૂરાં કરવા ગિજુભાઈ ગુજરાતમાં જ અવતરશે. એવું એ કામ એમને વહાલું હતું, એવી એમની ગુજરાત પ્રત્યે પ્રીતિ હતી.

રાજકોટનું અધ્યાપનમંદિર ચાલે છે પણ ગિજુભાઈનું શરીર ઘસાતું જાય છે. કેટલીક બાબતોમાં ગિજુભાઈ બહુ જિદ્દી હતા. બસ, પોતે મન ઉપર લીધું તે લીધું; બીજા કોઈનું માને નહિ.

શરીરમાં તાવ ભર્યો રહે છે; ઉધરસ અને દમ સૂવા દેતાં નથી; હૃદય નબળું પડી ગયું છે અને પગે થેથર પણ આવી છે. તો ય લાકડીને કે માણસને ટેકે ટેકે અધ્યાપન-મંદિરનું હોડલું હાંકે છે.

રાજકોટનો એક કિસ્સો નોંધવા જેવો છે.

ભણવા આવનાર વિદ્યાર્થીઓને સાંજ સવાર અપાતું દૂધ રોજ ઘટી પડે છે. 'દૂધ બિલાડી પી જતી હશે કે વચમાં કોઈ ચોરી લેતું હશે ? દૂધનાં વાસણો તો અકબંધ આવે છે!'

ગિજુભાઈના મંત્રીને સમજ પડતી નથી એટલે માથું ખજવાળે છે; ગિજુભાઈને આવા ખાવાપીવાના પ્રશ્નોમાં ક્યાં નાખીએ એમ એમને થાય છે. પણ કરવું શું ?



ગિજુભાઈ દૂધનો સવાલ હાથ ધરે છે.

'એલા, બધું તપાસ્યું પણ દૂધ બરાબર આવે છે એ જોયું ?'

'પણ એ તો અકબંધ વાસણોમાં જ આવે છે.

'પણ તેથી શું ? એમાં ઓછું ન આવે ?'

અને વાસણોનું દૂધ માપી જોતાં માપિયાની જ મોકાણ નીકળી ! કોયડો ઊકલી ગયો.

દાક્તરોએ એક દી પોપટભાઈને કહ્યું : 'આ માણસને તમારે આંહીં ને આંહીં મારી નાખવો છે ? એને કાંઈક બીજે હેરવોફેરવો, સારી લાગતી સારવાર લ્યો.'

પોપટભાઈ તો ઠરી જ ગયા : 'શું ગિજુભાઈ એટલા બધા માંદા છે ?'

અને એણે કામધંધાને કોરે મૂક્યો. ગિજુભાઈને તાબડતોબ સાચવીને વિમાનમાં બેસાર્યા (તારીખ ૨૫-૫-૧૯૩૯) ને લઈ ગયા મુંબઈ. પોતે તો સાથે ના સાથે.

મુંબઈમાં તો મોટા મોટા દાક્તરો. 'લઈ જાઓ એને દેવલાલી; ત્યાંની હવા બહુ જ મજાની છે.'

ઊપડ્યા દેવલાલી. પણ દેવલાલીમાં યે તબિયત બરાબર ન રહી

'તો ચાલો પંચગની.' પોપટભાઈએ કહ્યું.

પંચગનીમાં કુદરતના ખોળા વચ્ચે કુદરતનો લાડીલો બાળક સૂએ તેમ ગિજુભાઈને બહુ શાતા વળી. શરીર-

સ્વાસ્થ્ય સુધરતું નહોતું પણ મનને ખૂબ શાંતિ મળતી હતી, જે શાંતિ છેલ્લા વીશપચ્ચીશ વર્ષોમાં કદી માણી ન હતી.

સુંદર સાંજસવાર, ઘૂંટડેઘૂંટડે અમૃત પાતો પવન, આસપાસની મનોહર વનરાઝી અને એમાં છૂપાતાંલપાતાં પંખીઓનો કલરવ એક આનંદસમાધિ ઊભી કરતાં, ને પથારીમાં પડયા પડયા ગિજુભાઈ એમાં લીન બની જતા.

પણ દાક્તરો અને સેવા કરનારાઓ એમને એમ જંપવા દે તેમ ન હતા.

'મુંબઈ લઈ જવા પડશે.'

'હાલો ભાઈ ! મુંબઈ.'

અને મુંબઈના એક ઈસ્પિતાલમાં એમની પથારી આવી. બહુ જ થોડા દિવસો.

'બધાંને પંચગની સુધી ક્યાં લાંબાં કરીએ ?' ગિજુભાઈને મનમાં થયું હશે.

ગિજુભાઈએ બોલવું પણ બંધ કર્યું છે. જિંદગીભર બોલબોલ કર્યું હતું ને ? શરીર સાવ હાડપિંજર બની ગયું છે અને રોજરોજ નવાં દરદો ઊભાં થતાં જાય છે. પણ નહિ એક ઊંહકારો કે નહિ એક ચૂંકારો.

મિત્રો ને સ્વજનો મળવા ઊભરાય છે સૌની સાથે હસીહસી રામરામ કરે છે; ફૂલો ફેંક છે. નથી કોઈ ઉદ્વેગ, નથી કોઈ ઉધરાવો !

જિંદગીનો હિસાબ ચોખ્ખો કર્યો છે; લેણાંદેણાં ચૂકવી દીધાં છે.



ધ્યાનસ્થ ગિજુભાઈ ચત્તા સૂતા સૂતા આંખો મીંચી શ્વાસોચ્છ્વાસ લ્યે છે. આંખો ઊઘડે છે-સૌનાં જાણે છેલ્લા દર્શન કરી લેતા હોય !

એક છેલ્લો દીર્ઘ શ્વાસ અને... ...

ગિજુભાઈ ગયા ! ગુજરાતમાં અને ગુજરાત બહાર નાનાં અને મોટાં સૌ રડયાં. બધાં કહે : 'એક મોટો કેળવણીકાર ગયો !' વાત તો સાચી પણ મને એક જ વાત લાગ્યાં કરે છે : 'ગુજરાતનાં બાળકોની મૂછાળી મા ગઈ !'

પણ આપણે ગિજુભાઈને માત્ર સંભારીને કે તેમને માટે રોઈને બેસી ન રહેવું જોઈએ. ગિજુભાઈના જીવનકાર્યને આપણી શક્તિ અનુસાર આગળ ધપાવવા લાગવું જોઈએ, અને એ રીતે આપણે નાનાં કે મોટાં સૌએ તેમનું શ્રાદ્ધ કરવું જોઈએ.

ગિજુભાઈ જીવ્યા, મર્યા અને અમર બન્યા !

**ગિજુભાઈ નમોનમઃ !**

**☞ ગિજુભાઈના જીવનની મુખ્ય મુખ્ય બાબતોને આપણે ફરી વાર જોઈ લઈએ.**

છેક નાનપણથી જ એમણે પોતાનું ઘડતર કરવા માંડેલું :

છેક નાના હતા ત્યારે પોતે ન જાણે તેમ, અને મોટા વિદ્યાર્થી થયા ત્યારે રોજનીશી વગેરે રાખીને. ભણતર દરમિયાન આવેલી મુશ્કેલીઓને વેગળી રાખીને.

રળવાનો પ્રશ્ન ઊભો થયો ત્યારે 'હાય હાય, હવે નહિ ભણાય !' એવા રોદણાં રોયા વિના નવા જીવનને બરાબર બંધ બેસતા થઈને.

કુદરતની કિતાબ સદા યે પઢતા રહીને.

સદા ય પ્રસન્નતા કેળવીને તેમ જ હરેક વાતમાં આશાવાદી બનીને.

વાત કુદરતના હાથમાં જ છે એમ લાગે ત્યારે તેને ખોળે સંપૂર્ણપણે માથું મૂકી દઈને.

સૌની સાથે મીઠાશ રાખી અને મોટપનો જરા યે મોહ ન રાખીને.

પોતે સારી રીતે અમુક ક્ષેત્રમાં સેવા આપી શકશે એમ ખાતરી થયા પછી, કમાણીવાળા ધંધાને જરા યે અચકાયા વિના ફગાવી દઈને.

વાણી અને વર્તન એક રાખીને.

જે કામ પોતાનું માન્યું એ કરવામાં શરીર ઘસી નાખીને.

કામ જ માણસોનો સાચો આરામ હોઈ શકે તે જીવી બતાવીને.

કશો જ પરિગ્રહ કર્યા વિના સાફ દાનતથી શુભ કામ કર્યા કરવાથી માણસને શાકરોટલો મળી શકે છે, એ પોતાના આખા યે જ્વલંત જીવનથી પુરાવાર કરીને.

